॥ श्रीः ॥

॥ श्री विठ्ठलनाथः प्रसन्नोस्तु ॥

## ॥ श्रीरुक्मिणीविठ्ठलेशौ ॥
## ॥ विजयेतेतराम् ॥



## શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાહાત્મ્ય.

અથવા

# પંઢરીમાહાત્મ્ય.



क्षेत्रेषु तीर्थेष्वथ दैवतेषु ।
भक्तेषु सर्वेष्विह वै गरीष्ठम् ॥
श्रीपौंडरीकं किल चन्द्रभागा ।
श्रीविठ्ठलेशौ मुनिपुंडरीकः ॥

સંવત ૧૯૬૮.

મૂલ્ય રૂ. ૦-૮-૦

॥ श्री ॥

# ॥ श्रीरुक्मिणीविठ्ठलौ विजयेतेतराम् ॥

## શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાહાત્મ્ય.

અથવા

# પંઢરીમાહાત્મ્ય.



પદ્મપુરાણ તથા સ્કંદપુરાણને આધારે રચયિતા.

કૈ૦ વિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારૂરકર.

મુંબઈ.

જગદીશ્વર મુદ્રાલયમાં છપાવ્યું.

આવૃત્તિ ત્રીજી.

શકે ૧૮૩૪.

મૂલ્ય રૂ. ૦–૮–૦

ગ્રંથ સ્વામિત્વના સર્વ અધિકાર કર્તાએ પોતાને સ્વાધીન રાખેલા છે.

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
3688
પર:૪૧૯૮૪૨૩૧ગાપ

આ પુસ્તક મળવાનાં ઠેકાણાંઃ—

**શ્રીયુત રામચંદ્ર વિઠ્ઠલશાસ્ત્રી ધારુરકર.**

ચાટી ઓળઃ—શ્રી ક્ષેત્ર પંઢરપુર.

**પં. જ્યેષ્ઠારામ મુકુન્દજી પુસ્તકાલય.**

નંબર ૩૫૩ કાલબાદેવીરોડ—મુંબઈ.

**પં. નારાયણ મુળજી.**

કાળબાદેવીરોડ—મુંબઇ.

**બાળકૃષ્ણ લક્ષ્મણ પાઠક.**

મોતીબાજાર—મુંબઇ.

# अयं ग्रंथः

भक्तजनशेखरस्य पुंडरीकस्य प्रार्थनया पापीजनकदंबं दुस्तरवृजि-
नसागरात्समुद्धर्तुं भक्तजनेष्टकामान् पूरयितुं च नानाजनपदा-
गतधनिकयात्रिकजनजयशब्दसाधुनिवहसंकीर्त्तनसंमिश्रीभव-
द्ब्रह्मवृंदवेदपठनपाठनोद्घोषनादितहर्म्यगणसुरतरंगिणी-
सखीश्रीचंद्रभागासरिद्विचित्रसुषमामालिपौंडरीक
क्षेत्रनिवासिनो, महेन्द्राद्यमरवरकिरीटानर्घ्यम-
णिगभस्तिमालिचरणयुगुलस्य, निगमागम-
संगीतयशसश्चराचरगुरोः सच्चिदानंद-
घनस्य, गोब्राह्मणरक्षणजागरू-
कस्य, भक्तकामकल्पद्रुमस्य-
स्मेरास्यसंसूचितस्वजनप्र-
सादस्य करुणासिंधो-
र्भगवतः

## श्रीपांडुरंगस्य

नखेंदु-
द्युतिनिरस्त-
योगींद्रहृदयतमसो
र्धर्मार्थादिचतुर्विधपुरुषार्थो-
त्पत्तिकारणयोरासेचनकाकृत्योः श्रीम-
च्चरणारविन्दयोः सविनयं श्रीविठ्ठलपादकमलपरागाकिंकरेण
धारूरकरकुलोत्पन्नेन **काशीनाथसूनुना विठ्ठलेन** समर्पितः ।

# તૃતીય આવૃત્તીંની પ્રસ્તાવના

અમારા મનમાં કલ્પના માત્ર પણ ન હતી કે, આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ આટલા થોડા સમયમાં ખપી જશે. પણ લોકોનેવિશે આ પુસ્તકની કેટલી બધી માન્યતા થઇ રહેલી છે, તે આ ખપતપરથી જણાઇ આવે છે. આ આવૃત્તિ બહાર પડવાની પહેલાં અમારા પરમ પૂજ્ય પિતા શ્રી કૈલાસવાસી વિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારુરકર મૃત્યુ પામ્યા. આ એક તથા મહાન્ દુર્દૈવના સમાચાર છે. ઊપર લખેલા કારણને લીધે તેમ જ પ્રાપંચિક કાર્યો અનેક હોવાથી અમોને આમાં જે કાંઇ ફેરફારો કરવાના હતા, તે થઇ શક્યા નથી. આ વાતને માટે અમો ઘણા દિલગીર છીએ. આ પુસ્તક પંઢરપુર જનારા યાત્રાળુઓને કેટલા મહત્વનું અને ઊપયોગનું છે, તે હવ કહેવાની જરૂર નથી. શ્રીપાંડુરંગના ચરણકમલ વિશે હું એટલી તો વિનતિ કરુ છે કે, આની ચોથી આવૃત્તિ કાઢવાનો સુદિન જલદી પ્રાપ્ત થાય.

શકે ૧૮૩૪ ચૈત્ર વદ્ય } **લક્ષ્મણ વિઠ્ઠલશાસ્ત્રી ધારૂરકર.**

આ ગ્રંથમાંના સમગ્ર વિષયનો ભાસ વાચકોને અનુક્રમણિકા ઊપરથી થઇ તેમ હોવાથી તેનો અહીં ઉલ્લેખ નથી કર્યો, કદાચિત ન્યૂનાધિક્ય જણાય તો હંસક્ષીર ન્યાયથી વાચકો સારને ગ્રહી અસારનો ત્યાગ કરશે એવી પ્રાર્થના છે, કેટલાક વિષયો આમાં આપવા રહી ગયાનો તે ઇશ્વર કૃપા એ દ્વિતીય આવૃત્તિનો સમય આવ્યો તો તેવેળાએ આપવામાં આવશે, મનોરથ પૂર્ણ કરવો, એ શ્રીવિઠ્ઠલનાથને આધીન છે,

પુસ્તક કર્તા:—

શકે ૧૮૩૪ ચૈત્ર વદ્ય } વિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારૂરકર

તા. ક.—બ્રાહ્મણોના જ્ઞાનની ઉન્નતિ થાય અને વિદ્યા તથા ધર્મમાં તેમની પ્રવૃત્તિ થાય, એવા હેતુથી અમે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં એક " વેદશાસ્ત્રપાઠશાળા " નામક શાળા સ્થાપન કરી છે. પરંતુ અમે પોતે બ્રાહ્મણ હોવાથી તેના ખર્ચની વ્યવસ્થા અમે એકલા કરી શકિએ એ અશક્ય છે અને તેથી અન્ય સદ્દગૃહસ્થોના ઊત્તેજન અને સહાયતાની આવાં કાર્યોમાં અત્યંત આવશ્યકતા છે. વૈષ્ણવ સાંપ્રદાયના ધર્મગુરૂઓ શ્રીગોસ્વામી દેવકી નંદચાર્ય જેવા મહાત્માઓએ પણ આપણા વૈષ્ણવોને એ કાર્યમાં ઉત્સાહ ધારી સહાયતા કરવાની આજ્ઞા કરેલી છે અને તેમના તે આજ્ઞાપત્રો વાચક વર્ગની જાણમાટે ગ્રંથના અંતમાં જોડેલાં છે આશા છે કે સુજ્ઞ ધાર્મિક જનો આ પાઠશાળા અને અમારા વિશાળ કુટુંબના નિર્વાહાર્થ અવશ્ય યથાશક્તિ સહાયતા કરશેજ.

નિરન્તર શુભચિન્તક.

श्रीविठ्ठलः प्रसन्नोऽस्तु

## પ્ર સ્તા વ ના

# मोदंति पितरस्तस्य नृत्यंति च पितामहाः ॥
# अपि नः स्वकुले जातः पौंडरीकं व्रजेदिति ॥

આ જગતમાં અસંખ્ય જીવો જન્મ ધારણ કરેછે, અને કાળ આવે પુનઃ નષ્ટ થાય છે. પરંતુ ઉત્પન્ન થવાપછી આ લોકમાં સત્કીર્ત્તિ રૂપ અવિનાશી દેહને પોતાની પાછળ મૂકી ત્યારકેડે સ્વર્ગ લોકમાં સિધાવે છે, તે પુરુષજ ધન્ય મનાય છે અને તેણેજ ખરો માનવ જન્મ ધારેલો કહેવાય છે. પરંતુ એમ થવામાં મહાન્ પુણ્યબલની આવશ્યકતા છે. કારણ કે, પ્રપંચમાં સત્કર્મોનું પ્રમાણ ઘણુંજ વધારે આવે છે, છતાં પણ બન્ને લોકમાં સુખની ઇચ્છા રાખ નાર મનુષ્યે બનીશકે તેટલાં સત્કર્મોજ વિશેષ આચરવાંને દુષ્કર્મોથી દૂર રહેવું એ તેનો ધર્મ છે. પ્રપંચ સર્વ અસત્ય છે, એવી બુદ્ધિથી વર્તવું, સર્વ પ્રાણીઓમાં સમાનતાથી દયાનો ભાવ રાખવો અને પરમેશ્વર પરમાત્માની એક નિષ્ઠાથી ભક્તિ કરવી. એટલે તેના ભક્તિ પાશથી બદ્ધ થઇ શ્રીજગન્નિવાસ જગદાધાર તેના પ્રપંચમાં થએલા ભાષણ આદિ સમગ્ર પાપો તથા તે પાપો માટે મળનારાં સંકટોથી મુક્ત કરી આ લોકમાં તેને સુખી અને વિજયી કરી દેહાંતે પોતાના વિષ્ણુ લોકમાં સ્થાન આપે છે, એટલા માટેજ આ અને પરલોકમાં ભક્તિકાલમાં ભકિતથી બીજાં દેવો કરતાં સત્વર વશ થનાર અને ભકત કામ-કલ્પદ્રુમ એવો દેવ શ્રીવિઠ્ઠલનાથજ છે. અને તેથીજ આ યુગમાં નામદેવ, તુકા-રામ જ્ઞાનોબારાય, નરસિંહ મહેતા, મીરાંબાઇ આદિ એ દેવનાં, ભકતોજ થએલાં છે અને તેમને શ્રીજગદીશ્વરે ચમત્કારોપણ આશ્ચર્યકારક અને તાત્કા-લિક દેખાડેલા છે. દામાજીપંતના હિત માટે શ્રીવિઠ્ઠલનાનાથે અંત્યજ ચાંડાલરુપ ધારણ કરીને તેને સંકટમાંથી છોડાવ્યો હતો. ઇત્યાદિ કથાઓ ભક્તિાવજય આદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. હાલમાં પણ એક નિષ્ઠ ભકતો માટે દેખાડેલા શ્રીવિઠ્ઠલનાથના ચમત્કારો આપણા જોવામાં આવે છે. કારણ કે, શ્રીવિઠ્ઠલનાથે પુંડરીકને ભકતોની મનઃકામનાઓ પૂર્ણ કરી કેવળ દર્શનથીજ તેમને મોક્ષ આપીશ એવો વર આપેલો છે અને તેથીજ પરમાત્મા વૈકુંઠાધિપતિ વિષ્ણુ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં વસેલા છે. એવા એ સર્વોત્કૃષ્ટ દેવના દર્શન માટે એ ક્ષેત્રમાં અસંખ્ય યાત્રિક સમૂહો સદોદિત આવ્યા કરે છે અને ધર્મ કાર્યો થયા કરે છે. પરંતુ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રની તેમને સંપૂર્ણ માહિતી ન હોવાથી યાત્રા કૃત્યો કરવામાં તેમને ઘણીજ અડચણ આવી પડે છે. તે અડચણ ન થાય અને યાત્રા યથા શાસ્ત્ર સમાપ્ત થાય તેમજ આંપણે હાથે પણ શ્રીવિઠ્ઠલનાથની કાંઇક સેવા બની આવે, એવા હેતુથી આ પુસ્તક મેં તૈયાર કરેલું છે

॥ श्रीविठ्ठलनाथः प्रसन्नोऽस्तु ॥

# श्रीविठ्ठलनाथ क्षेत्र माहात्म्यनी अनुक्रमणिका.

॥ श्रीविठ्ठलनाथः प्रसन्नः ॥

# अथ श्रीविठ्ठलनाथ–क्षेत्रमाहात्म्यम्.

( पंढरीमाहात्म्यम् )

મંગલાચરણ.

वंदे श्रीविठ्ठलं देवं पुंडरीकवरप्रदम् ।
रुक्मिणीलाभसंतुष्टं भक्तकाममरुत्तरुम् ॥ १ ॥
विठ्ठलक्षेत्रमाहात्म्यं पुराणोक्तं ब्रवीम्यहम् ।
श्रवणात्पठनाद्यस्य लभते वांच्छितं नरः ॥ २ ॥

પુંડરીકને વર આપનાર, નાનાપ્રકારના અરણ્યોમાં વિચરતાં વિચરત દિંડીર નામક વનસ્થલમાં રૂક્મિણીને નિહાળીને અત્યંત સંતોષને પામેલ તથા ભકતોના ઇચ્છિત મનોરથોને પૂરા કરવામાં કેવળ કલ્પવૃક્ષ રૂપ એવો જે શ્રીવિઠ્ઠલનાથ તેને નમસ્કાર કરીને પુરાણોમાં વર્ણવેલા એવા આ શ્રીક્ષેત્ર વિઠ્ઠલનાથનું માહાત્મ્ય અહીં હું સંક્ષેપમાં કહું છું. કારણકે એ માહાત્મ્યનાં શ્રવણથી સાંભળવાથી અથવા તો પઠનએનો પાઠ કરવાથી શ્રવણ કરનારા તેમજ વાંચનારની પણ ઇચ્છીત મનઃકામના પૂર્ણ થાય છે.

શ્રીક્ષેત્ર વિઠ્ઠલનાથ એ સ્થાન અત્યંત રમણીય તથા પુણ્યકારક છે. એ ક્ષેત્રમાં શ્રીજગન્નિવાસ વૈકુંઠના અધિપતિ શ્રીવિઠ્ઠલનાથ, પોતે પુંડરીકને આપેલા વરને લીધે સર્વ પાપી મનુષ્યોનો પાપથી ઉદ્ધાર કરવા માટે તથા ભક્ત જનોની ઇચ્છિત મનઃકામનાઓને પૂર્ણ કરવામાટે નિરંતર નિવાસ કરી રહે છે. એવા એ ક્ષેત્રનાં દર્શનથી સર્વ પાપો નષ્ટ થાય અને મનના મનોરથો સિદ્ધ થાય, એમાં શંકાજ શી હોય ?

એ ક્ષેત્રની દક્ષિણ દિશામાં પવિત્ર ભીમા નદી પોતાનું પવિત્ર વહન કરી રહી છે. ક્ષેત્રમાં સર્વત્ર જ્યાં ત્યાં શ્રીવિઠ્ઠલ દેવના ગુણોનું સંકીર્તન થયા કરે છે તેમજ વેદશાસ્ત્રનાં પઠન પાઠનનો ક્રમ પણ સદોદિત ચાલુજ હોયછે. એ પુણ્ય ક્ષેત્રમાં શ્રીવિઠ્ઠલનું નિરંતર નામસ્મરણ કરનારા ભગવદ્ભક્ત પણ અનેક

દૃષ્ટિએ પડે છે. શ્રીવિઠ્ઠલનાથનાં નામસંકીર્તનથી સમગ્ર ક્ષેત્ર સર્વદા ગર્જતુંજ જોવામાં આવે છે અને તેથી આ ભૂમિતલપર એવું બીજું ક્ષેત્ર નથી, એમ કહીશું, તો તેમાં કાંઈ પણ અતિશયોક્તિ છે, એમ તો નહિજ કહેવાય કારણકે, સર્વ દેવો અને તીર્થોનું એકજ સ્થળે વસવું, આ ક્ષેત્ર વિના બીજે ક્યાંય દીઠામાં આવતું નથી. તેમજ આ પૃથ્વી પટપર જે જે સ્થળે પરમેશ્વરે અવતાર ધારણ કરેલા છે, તે તે સ્થાનોમાંથી અવતાર કૃત્યોની સમાપ્તિ થતાં પ્રભુ પાછા નિજ ધામે ચાલ્યા ગયા છે. જેમકે પરમાત્માએ રામાવતાર લઇ રાવણ આદિને હણવાનુ પોતાનું કર્તવ્ય પૂર્ણ કરીને અંતે અયોધ્યાવાસી જનોને સાથે લઇ વૈકુંઠ પ્રતિ ગમન કરયું હતું—તેમજ બીજા અવતારો પણ પોતાના કર્તવ્યને સંપૂર્ણ કરી સ્વધામે ગયાની વાત આપણી જાણ બહાર નથી. તેથી હાલ તે તે અવતારોના નિવાસસ્થાનો તે માત્ર સ્થાનોજ રહી ગયાં છે, એમ કહેવામાં કાંઇપણ વિરોધ આવે તેમ નથી. પરંતુ શ્રી વિઠ્ઠલ ક્ષેત્રમાં તો પુંડરીકને આપેલા વચનથી બંધાઇને સાક્ષાત શ્રીપરમેશ્વર આજ સુધી પણ પોતાનો નિવાસ કરી રહ્યા છે અને અહીં સર્વ દેવોનો સર્વદા નિવાસ હોવાથી એ ક્ષેત્રને આ મૃત્યુલોકમાં "ભુવૈકુંઠ" ના નામથી ઓળખવામાં આવેછે અને તે સર્વથા યોગ્ય છે.

અહીં વિઠ્ઠલનાથમાં સર્વ દેવોનો નિવાસ છે, એમ જે ઉપર કહેલું છે તે પ્રમાણે પુણ્યવાન તથા ભગવદ્ભક્ત શિરોમણિ શ્રી નામદેવને અહીં સરવ દેવો પ્રત્યક્ષ દીઠામાં આવ્યા હતા અને તેથી પંઢરપુર—શ્રી વિઠલનાથ ક્ષેત્ર વર્ણનના એક પ્રકરણના અભંગમાં તેમણે લખેલું છે કે,—

**अभंगः**—"तेथील तृण आणि पाषाण अवघे देव जाणावे."

શ્રી ક્ષેત્ર વિઠલનાથમાં તૃણ અને પાષાણ (ઘાસ અને પત્થર) અર્થાત સ્થાવર જંગમ સમગ્ર પદાર્થોના સ્વામી જે સર્વ દેવો તેમનું બધાનું એક સમયેજ દર્શન થવાથી તેમણે આમ લખેલું હોવું જોઇએ. એ દેવોમાંના કેટલાક અહી ગુપ્ત રૂપે તેમજ કેટલાક પ્રકટ રૂપે રહેલા છે. પરંતુ પોતપોતાના સ્થાનમાં જેવું તેમનું માહાત્મ્ય છે, તેવું અહીં નથી કારણ કે, જેવી રીતે એક સાર્વભૌમ રાજા સમક્ષ માંડલિક રાજાનું તેજ પડી નથી શકતું; તેવીજ રીતે અહીં વિષ્ણુ. શંકર અને આદિશકિત જે રૂકિમણી દેવી, એ ત્રણ દેવ મુખ્ય હોવાથી બીજા દેવોનું અહીં પોતાંના સ્થાન માહાત્મ્ય નથી.

## દેવાદિના વસવામાં પ્રમાણ.

(પદ્મપુરાણ વારાહસંહિતા પાંડુરંગ માહાત્મ્ય અધ્યાય ૩૧)

हरिणा सहिता देवा ऊचुः सर्वे गयासुरम् ।

वरं ब्रूहि प्रसन्नाः स्मो देवान् याचे गयासुरः ॥

यावद्भूतोद्भवा सृष्टिर्यावदाचंद्रतारकम् ।
तावत् श्रीचरणावेतौ संतु पृष्ठे मदीयके ॥ ७१ ॥
अन्ये च सकला देवास्तीर्थानि विविधानि च ।
स्वर्गमृत्यूद्भवानीह संतु पृष्ठे मदीयके ॥ ७२ ॥
क्रोशेन प्रमितं दीर्घं विस्तृतं च तथैव च ।
तन्मध्ये सर्वतीर्थानि त्रैलोक्ये यानि तानि वै ॥ ७३ ॥
गंगाद्याः सुमहानद्यः सरांसि विविधानि च ।
ते देवास्तानि तीर्थानि प्रयच्छंतु हितं नृणाम् ॥ ७४ ॥
स्नानादि तर्पणं कृत्वा पिंडं दद्यात्फलादिकम् ।
पितॄणां ब्रह्मलोकश्च भुक्तिर्मुक्तिर्विशेषतः ॥ ७५ ॥
ब्रह्महत्यादिकं पापमगम्यागमनादिकम् ।
गयासुरसमांघ्रिस्थः सेवितः सन्विनश्यतु ॥ ७६ ॥
एवं तस्य वचः श्रुत्वा प्रोचुर्विष्णुमुखाः सुराः ।
त्वया यत्प्रार्थितं चास्मांस्तत्तथैव भविष्यति ॥ ७७ ॥

અહીં સર્વ દેવોનો નિવાસ છે, એને પ્રમાણુ ( પદ્મપુરાણુ વારાહ-
સંહિતા પાંડુરંગ માહાત્મ્ય અધ્યાય ૩૧ )

સર્વ દેવોએ પ્રસન્ન થઇને ગયાસુરને " ઇચ્છિત વર માગ " એમ કહ્યું. ત્યારે ગયાસુરે આ વર માગ્યો;—

" હે દેવવરો ! જ્યાં સુધી આ સૃષ્ટિ હોય, તેમજ સૂર્ય ચંદ્રનો ઉદય થતો રહે, ત્યાં સુધી મારી પીઠપર શ્રીવિષ્ણુએ જે આ પોતાના બે પગો રાખેલા છે, તે એમના એમજ કાયમ રહે. " ( શ્રીક્ષેત્ર વિઠલનાથ એ ગયાસુરનું પૃષ્ઠભાગ સ્થાન છે. ) " તેમજ એક ગાઉનો જે આ સમચોરસ પૃથ્વીનો ભાગ છે, તેમાં ત્રિલોકમાં વસતા સર્વ દેવ, સમગ્ર તીર્થ, ગંગા આદિક મહા નદિઓ, અને નાના પ્રકારનાં પુણ્યકારક સરોવરો પણુ અહીં નિવાસ કરે. તથા તે સર્વ દેવ, તથા તીર્થો સ્નાન, દાન, તર્પણુ અને દર્શન ઇત્યાદિ કરનારા મનુષ્યોના ઇચ્છિત મનોરથ પૂર્ણુ કરો. બ્રહ્મહત્યાદિ પાતકોનો નાશ કરો " એ પ્રમાણે ગયાસુરનાં વાક્ય સાંભળી સર્વ દેવોએ કહ્યું કે, " હે ગયાસુર ! તારા માગવા પ્રમાણે સર્વ થશે. અમે પણુ અહીં રહિએ છિએ આજથી અહીંજ નિવાસ

કરિએ છિએ." એમ કહીને સર્વ દેવોએ તે દિવસથી પોતાનો નિવાસ શ્રી વિઠલનાથ ક્ષેત્રમાંજ કરવા માંડયો.

બીજું, અહીં અનુક્રમે કાસી, ગયા અને પ્રયાગ એ ત્રણે પવિત્ર સ્થાનો રહેલાં છે એનું વિશેષ વર્ણન યથાક્રમે આગળ જતાં કરેલું છે.

શ્રી વિઠલક્ષેત્રમાં બ્રાહ્મણોની વસતિ વધારે છે. અહીંની સર્વ લોકસંખ્યા શુમારે ૨૫૦૦૦ ની લગભગ છે. આ ક્ષેત્રની પશ્ચિમ દિશામાં એક સુંદર તળાવ શોભી રહ્યું છે અને સમગ્ર ક્ષેત્રમાં તેમાંનુંજ પાણી લાવવામાં આવ્યું છે. અહીં એક વેદશાસ્ત્રની પાઠશાળા પણ છે અને તેમાં ચારે વેદ શીખનારા વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે તેમજ મરાઠી તથા અંગ્રેજી વગેરે ભણાવવાની પણ ઘણી શાળાઓ છે.

એ ક્ષેત્ર તે પૂર્ણ ઉન્નતીના શિખરપર ચઢેલું એક શહેર—નગરજ છે, એમ કહિએ તો ચાલે એમ છે. અહીં અલ્પ પુણ્ય કરયું હોય, તો પણ તેનું ફળ ઘણુંજ મોટું મળે છે અહીં સરવ દેવો સહિત, શ્રીમંગલાયતન, રમાપતિ શ્રી વિષ્ણુ નિવાસ કરે છે એટલા માટે આ ક્ષેત્રમાં વિવાહ અને ઉપનયન (યજ્ઞોપવીત) આદિ સરવ મંગલ કાર્યો સરવ કાલમાં કરવાં, એ શાસ્ત્રની આજ્ઞા છે, એ ક્ષેત્રમાં મંગલ કાર્ય કરવામાં ગુરૂ શુક્રનો અસ્ત, બાલ્ય,વાર્ધકય અને અધિક માસ ઇત્યાદિનો નિષેધ વિશેષ નથી. એ સંબંધે માત્ર શાસ્ત્રાર્થનો ઊલ્લેખ કરવો, એ વિષયાન્તર કરવા જેવું થાય, તેથી તે લખવું ઉચિત નથી ધારયું ઇચ્છાં હોય તેમણે શાસ્ત્રગ્રંથોમાં જોઇ લેવું.

આ ક્ષેત્રમાં શ્રીવિઠલનાથનાં દર્શનમાટે હમેશ યાત્રાળુ જનો આવ્યા કરે છે. તોપણ આષાઢ શુદ્ધ એકાદશી અને કાર્તિક શુદ્ધ એકાદશીના દિવસે શ્રીવિઠલનાં દર્શનનું વિશેષ પુણ્ય કહેલું છે.

## સ્કંદ પુરાણાંતર્ગત ભીમામાહાત્મ્ય.

(ચોથા અધ્યાયમાંના શ્લોક.)

आषाढशुक्लैकादश्यामुपोष्य हरिमर्चयेत् ।
पांडुरंगे स्थितं देवं यः स मुक्तिमवाप्नुयात् ॥ १ ॥
कार्तिके तु सिते पक्षे एकादश्यां विशेषतः ।
पूजयेद्रोपवेशं तं पांडुरंगे स्थितं हरिम् ॥ २ ॥

આષાઢ માસની અજવાળી એકાદશીને દિવસે જે મનુષ્ય ઉપોષણ (ઉપવાસ) કરીને શ્રીવિઠલનાથ ક્ષેત્રમાં રહેનારા શ્રી પાંડુરંગ (વિઠલનાથ) ની ભાવસહિત પૂજા કરે છે, તેને અવશ્ય મોક્ષ મળે છે. તે પ્રમાણેજ કાર્તિક

મહિનાની શુકલપક્ષની એકાદશીને દિને પણ શ્રીવિઠલનાથ ક્ષેત્રમાં નિરંતર વસંતા શ્રીહરીની પૂજા કરનારને પણ મુક્તિ મળે છે. એ મોક્ષપ્રાપ્તિના હેતુથીજ આષાઢ શુદ્ધ એકાદશીને દિવસે એ ક્ષેત્રમાં લગભગ એક લાખથી બે લાખ જેટલી સંખ્યામાં યાત્રાળુઓનો જમાવ થાયછે અને કાર્તીક શુદ્ધ એકાદશીને દિને શુમારે એક લક્ષ ભાવિક યાત્રાળુઓ એ ક્ષેત્રમાં પુણ્યપ્રાપ્તિને અર્થે આવે છે. એ બન્ને દિવશે અર્થાત બન્ને એકાદશીને દિને એ ક્ષેત્રમાં શ્રીવિઠલનાથને રથોત્સવ થાય છે. રથમાં બેઠેલા ભગવાન વિઠલનાથના દર્શનનું વિશેષ માહાત્મ્ય કહેલું છે. “ रथस्थं विठ्ठलं दृष्ट्वा पुनर्जन्म न विद्यते ” રથમાં બેઠેલા શ્રી વિઠલભગવાનના દર્શન કરવાથી આ ભવમાં પુનરજન્મની દુઃખદાયક પ્રાપ્તી નથી થતી. એ યાત્રાના ઉત્સવકાલે ત્રણ દિવસ સુધી જ્યાં ત્યાં કીર્તન અને ભગવદ્ભજન ઇત્યાદિ પવિંત્ર પ્રકારો ચાલુ હોય છે. પૂર્ણીમાને દિને ગોપાળપુરમાં કાલો થાય છે અને પ્રતિપદા ( પડવા ) ને દિવસે શ્રીવિઠલનાથના મંદિરમાં ગોપાલકાલો કરવામાં આવે છે. એ શિવાય માઘ શુદ્ધ એકાદશી તથા ચૈત્ર માસની અજવાળી એકાદશીને દિવસે પણ અહીં પચાસ હજારથી પોણા લાખ સુધી યાત્રાલુઓ ભેગા થાય છે. તેમજ પ્રત્યેક માસની શુકલ એકાદશી એ પણ સાધારણ રીતે અહીં યાત્રાલુઓની સારી સંખ્યા ભેગી થયા કરેછે. શ્રીવિઠલનાથનો નહાનો રથ વિજયાદશમીને દિવસે તથા માર્ગશીર્ષ વદ્ય અમાવસીને દિવસે નીકળે છે. કાર્તીક શુદ્ધ પૂર્ણીમા આષાઢ શુદ્ધ પૂર્ણીમા અને આશ્વિન શુદ્ધ દશમી ( વિજયા દશમી–દશેરા ) એ ત્રણ દિવસ શ્રીવિઠલનાથની પાલખી નીકળે છે.

શ્રીવિઠલનાથક્ષેત્રનું વર્ણન પુરાણોમાં અનેક સ્થળે આવેલું છે. સ્કંદપુરાણમાં જે પાંડુરંગ માહાત્મ્ય છે, તેમાં શંકર અને નારદનો સંવાદ આપેલોછે અને તે સંવાદમાં એ ક્ષેત્રનું વર્ણન કરેલું છે.

બ્રહ્મપુરાણમાં શંકર અને પાર્વતીનો સંવાદ છે, તે આ પ્રમાણેઃ—

“ કૈલાસ પર્વતનેવિશે પોતાના પતિ શ્રીશંકરને ધ્યાનમાં નિમગ્ન થએલા નિહાળીને દેવી પાર્વતીને મહાન આશ્ચર્ય થયું. કારણ કે, એમનાથી મોટો બીજો કોઇપણ દેવ ન હોવા છતાં એ તે કોનુ ધ્યાન ધરતા હશે, એવી શંકા થવાથી પાર્વતી પૂછે છે કે ” હે શંકર આપ સર્વ દેવો કરતાં શ્રેષ્ઠ છો. અર્થાત આપના કરતાં બીજો કોઇ દેવ વધારે શ્રેષ્ઠ નથી; છતાં આપ કોનું ધ્યાન ધરો છો ? અને આપના આ કૃત્યથી અતિશય આશ્ચર્ય થાય છે. પાર્વતીનાં એવાં વચન સાંભળી મહાદેવ તેમની શંકાનું સમાધાન કરવાના હેતુથી કહેછે કે;—

“ હે પાર્વતી ! જે પરમેશ્વર આત્મા અને અનાત્માના વિચારથી યોગિલોકોને પણ સત્વર પ્રાપ્ત નથી થઇ શકતો, તે પરમાત્મા ઇન્દ્રાદિ દેવોની

પ્રાર્થનાથી કંસવધાદિ કાર્યોની સમાપ્તિ કરીને જે વેળાએ દ્વારિકામાં નિવાસ કરી રહયો તે વેળાએ રીસાઇ ગએલી રૂકિમણીને શોધતો તે દિંડીરવનમાં આવવા લાગ્યો અને ત્યાં પોતાની પ્રિયતમાને જોઈ સંતુષ્ટ થઇ પુંડરીકને આપેલા વરદાનથી બંધાઇ ને શ્રીવિઠલનાથ ક્ષેત્રમાં નિવાસ કરી રહયો છે. તે શ્રીહરિ શ્રી વિઠલનાથનું હું ધ્યાન ધરૂ છું ”

“ એ સાંભળી પાર્વતી પ્રશ્ન કરે છે કે, “ હે શંકર ! ત્યારેપછી પૃથ્વીપર પધારીને તેણે શાં શાં કાર્યો કર્યાં ? અને રૂકિમણીને રોષ આવવાનું કારણ શું ? તેમજ પુંડરીક એ કોણ હતો ? એ સર્વ મને નિવેદન કરો. ”

## રાધાની કથા.

શંકર કહે છેઃ—“ પૂર્વયુગમાં ઇન્દ્રાણીને એવી ઇચ્છા થઇ હતી કે, આપણે શ્રી પ્રભુસાથે આનંદથી ક્રીડા કરવી. ” એવો પોતાનો મનોરથ સિદ્ધ કરવામાટે તેણે સાઠ હજાર વર્ષપર્યન્ત અચલ તપ આદરયું. અને તે વેળાએ પરમેશ્વરે પ્રસન્ન થઇને વરદાન આપ્યું કે, “ હે ઇન્દ્રાણી હવે જે કૃષ્ણાવતાર થવાનો છે. તે સમયે તું રાધા થઇશ અને હું તારા સર્વ ઇચ્છિત મનોરથોને પુર્ણ કરીશ. ”

तदा पुरोदितं स्मृत्वा चांके तामकरोत् प्रियाम् ॥ २१ ॥
तस्मिन्नवसरे भैष्मी तामालोक्यातिरोषिता ॥
नालोकयामि कृष्णं तामिति मत्वा तपो ययौ ॥ २२ ॥

ત્યાર પછી દુષ્ટના સંહાર માટે શ્રીપરમાત્માએ કૃષ્ણ અવતાર ધારણ કરયો અને તે સમયે ઇંદ્રાણી રાધા થઈ અવતરી. એક વેળાએ શ્રીકૃષ્ણ પોતે પૂર્વે આપેલા વરદાનને લીધે શ્રીરાધાને પોતાના ખોળામાં લઇ બેઠા હતા, તે રૂકિમણીએ જોયું અને રૂકિમણીને જોયા છતાં પણ રાધા શ્રીકૃષ્ણના ખોળામાંથી ઉઠી નહી તેમજ શ્રાકૃષ્ણે પણ તેને ઉઠાડી નહિ. એ અપમાનથી રૂકિમણીને ઘણોજ રોષ આવ્યો અને “હવે હું કોઇ કાલે પણ શ્રીકૃષ્ણના દરશન નહિ કરૂં ” એવો નિશ્ચય કરીને તે તપ કરવા માટે ચાલતી થઈ. તે ફરતી ફરતી અનેક મોટાં મોટાં તીર્થો તથા ક્ષેત્રો જોતી જોતી અંતે દિંડીરવન નામક અરણ્યમાં આવી પહોંચી. ત્યાં સરવ દેવો અને તીરથોનો વસતિભૂત એવો એક કોશ પરિમિત લંબાઈ અને પહોળાઇ વાલો પ્રદેશ નિહાળીને “ તપ માંટે આ સ્થાન બહુજ ઉત્તમ છે ” તેને એમ ભાસવાથી ત્યાંજ તે શ્રીલક્ષ્મી તપ કરવાને બેઠી.

અહીં રૂકિમણીના ગયા પછી શ્રીકૃષ્ણને રૂકિમણીનો ઘણોજ વિરહ થયો અને તે દુઃખ અસહ્ય થવાથી દ્વારિકામાં સર્વ સંગનો પરિત્યાગ કરી ગોકુળમાં

આવી, ગોવાળિયાઓને સાથે લઇ અને શ્રીહરી રૂકિમણીના શોધ માટે બહાર નીકલ્યા. તે નાના પ્રકારનાં ક્ષેત્રો તથા અરણ્યોમાં ભટકતા ભટકતા અંતે ગાયો અને ગોપાળો સહીત દિંડીરવનમાં આવવા લાગ્યા અને ત્યાં તપ કરતી રૂકિમણીને જોઇ શ્રીકૃષ્ણને અત્યંત આનંદ થયો. તે વખતે શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે,' "હે પ્રમદે ! મેં એવું તે તને શું કહ્યું કે,તું આવા આ ભયંકર અરણ્યમાં આવી? જે અરણ્યમાં ઘણીજ ઘાટી ઝાડી હોવાથી સૂર્ય કિરણોનો પણ પ્રવેશ થઇ નથી શકતો તથા જ્યાં ભયંકર વ્યાઘ્રાદિક પશુઓ ફરતા ફરે છે, એવા સ્થાને આવી તપ કરવાને કાં બેઠી ? " એ સાંભળી રૂકિમણીએ મહા ક્રોધથી કહ્યું કે, " હે કલિનો વેશ ધારણ કરનારા અને પરસ્ત્રિયોમાં આસક્ત રહેનારા પુરૂષ ! તું અહીંથી જા. " ઇત્યાદિ મનને ભેદી નાખનારાં રુકિમણીનાં વચનો સાંભળીને શ્રી પ્રભુ નિરાશ થઇ, કમરે હાથ ટેકાવી તથા નાસાગ્રે દૃષ્ટિ રાખી તેવીજ સ્થિતિમાં ધ્યાનયુકત સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. અને એ વૈમનસ્ય અદ્યાપિ જેમનુ તેમ હોવાથી હાલ પણ તે ભિન્ન ભિન્નજ રહેલા છે. આ બનાવ દ્વાપર યુગના અંતમાં એટલે પ્રથમ અઠાવીસમા યુગમા બનેલો છે.

अनयोर्विमनस्कत्वात्संयोगी नैव दृश्यते ॥ अष्टाविंशतिमे चाद्ये
द्वापरान्ते मुनीश्वराः ॥ अभूल्लक्ष्म्यभिधं तीर्थं सर्वपापप्रणाशनम् ॥ ४५ ॥

જે ઠેકાણે રૂકિમણી તપશ્ચર્યા કરવા બેઠી હતી, તે ઠેકાણે લક્ષ્મી તીર્થ થએલું છે અને તે તીર્થમાં સ્નાન કરવાથી મનુષ્યોનાં સરવ પાપો નષ્ટ થાય છે. અહીં લક્ષ્મીનું મંદીર પણ બાંધવામાં આવ્યું છે. અહીંની શ્રી લક્ષ્મી દેવીને વરતમાન કાલમાં લખુબાઇના નામથી ઓળખવામાં આવે છે.

## પુંડરીકની કથા.

પૂર્વે અહીં જાનુવેદ નામક એક વિદ્વાન, સુશીલ તથા એક પત્નીવ્રત પાળનારો એવો બ્રાહ્મણ હતો. તેની સ્ત્રીનું નામ સત્યા અને પુત્રનું નામ પુંડરીક હતું. પુંડરીકને ભાગીરથી, યમુના અને સરસ્વતી એ નદીઓએ પ્રત્યક્ષ દર્શન આપેલું હતું. તેમજ કાશીક્ષેત્રના દક્ષિણ ભાગમાં જેનો આશ્રમ છે અને પ્રાતઃકાળમાં જેનું સ્મરણ કરવાથી ખરાબ સ્વપ્ન પણ સારૂં ફળ આપે છે એવા જે કુકુટ રૂષિ, તેણે પુંડરીકને " માતાપિતાની સેવા કર, એટલે તને સાક્ષાત શ્રીવિષ્ણુનાં દર્શન થશે. " એમ કહ્યું અને તેથી પુંડરીક " मातृदेवो भव पितृदेवो भव " એ વચન અનુસાર માતાપિતા એ દેવ છે, એમ માનીને નિરંતર માતાપિતાની સેવા કરવા લાગ્યો. એ વાતને કેટલાક દિવસ વીતી ગયા કેડે તેની એ એક નિષ્ઠાથી કરેલી સેવાને જોઇને સાક્ષાત શ્રી પરમેશ્વર સંતુષ્ટ થયા અને તેને ઇચ્છિત વર આપવા માટે ગોપાલો તથા દેવો સાથે વરતમાન પુંડરીકના આશ્રમમાં

પધારયા. એ સમયે પુંડરીક પોતાના માતાપિતાની સેવામાં નિમગ્ન હતો, એટલામાં સહસ્ત્ર સૂર્ય પ્રભાપ્રમાણે ત્યાં પ્રકાશ પથરાઈ ગયો. એ તેજઃપુંજને એકાએક નિહાળી પુંડરીક ગભરાઇ ગયો અને આ વડો બધો આ પ્રકાશ શાનો હશે, એવા વિચારથી તે જોવાને પાછો ફરીને જોવા લાગ્યો. તો સાક્ષાત ભગવાન્ ઘનસ્યામ પીતાંબરધારી, ગળામાં જેણે વૈજયંતી માલા ધારણ કરેલી છે, તથા કાનોમાં પહેરેલા કુંડલોની કાંતિ જેના ગાલોપર પડેલી છે એવી પ્રસન્ન વદન પ્રતિમા તેની દૃષ્ટિએ પડી. માતાપિતાની સેવામાં લીન હોવાથી—તેમના પગ દબાવવામાં પ્રવૃત્ત હોવાથી—તેણે બેઠાં બેઠાંજ મસ્તક નમાવીને દેવને નમસ્કાર કર્યાં અને ડાબા હાથે દેવને બેસવા માટે વીટ (માટીનું ચતુષ્કોણ આસન) નાખી આપ્યું. તેજ વીટઊપર હાલપણ શ્રીપ્રભુ પોતાના ભક્તની વાટ જોતા ઉભા રહ્યા છે. જે વીટ પુંડરીકે નાખી; તે વીટપર પરમાત્મા પગ જોડીને ઊભા રહ્યા અને પુંડરીકની વાટ જોવા લાગ્યા. પુંડરીક પોતાના માતા પિતાની સેવામાંથી મુક્ત થવા પછી પ્રભુપાસે આવ્યો અને હાથ જોડીને ઉભો રહયો—સાષ્ટાંગ નમસ્કાર કરીને તે સ્તુતિ કરવા લાગ્યો. એવી તેની નિઃસીમ પૂજ્ય ભાવનાને ભાળી શ્રીવિઠલનાથ તેને કહેવા લાગ્યા છે.

(પદ્મપુરાણ અધ્યાય ૫—શ્લોક ૫૦—હરિરુવાચ.)

पुंडरीक मुनिश्रेष्ठ स्वीयपित्रोः सुसेवक ।
तव तुल्यो मया भक्तः श्रुतो नैव विलोकितः ॥ ५० ॥
वरं वृणीष्व भो भद्र मनसा यो विरोचते ।
तं ते दास्यामि विप्रर्षे प्रसन्नोऽस्मि न संशयः ॥ ५१ ॥

" હે મુનિઓમાં શ્રેષ્ઠ અને પોતાના માતાપિતાના પરમ સેવક પુંડરીક ! તારા જેવો ભકત મેં જોયો પણ નથી તેમ સાંભળ્યો પણ નથી. માટે હે કલ્યાણસ્વરૂપ ભકતવર ! તને જે જોઇએ તે વર માગી લે. હું તને તે અવશ્ય આપીશ. કારણ કે, હે બ્રહ્મર્ષે ! હું તારાપર અત્યંત પ્રસન્ન થએલો છું—એમાં તારે રંચ માત્ર પણ સંશય ન લાવવો. "

पुंडरीक उवाचः—इति श्रुत्वा ततो देवं प्राह गद्गदया गिरा ।
अनेनैव स्वरूपेण त्वया स्थेयं ममांतिके ॥ ५८ ॥
ज्ञानविज्ञानहीनानां मूढानां पापिनामपि ।
दर्शनात्ते भवेन्मोक्षः प्रार्थयामि पुनः पुनः ॥ १ ॥
मन्नाम्ना भव विख्यातः पुरमेतत्तथैव च ।
भुक्तिमुक्तिप्रदं सर्वान् सर्वसिद्ध्यर्थदायकम् ॥ ५९ ॥

तीर्थमेतत्तु सर्वेषां तीर्थानां मस्तके मणिः ।
तथा ते मूर्तिर्देवेश क्षेत्र चापि पुनर्भवेत् ॥ ६० ॥
त्रिधा मूर्तिः स्थलजले भूत्वा देव प्रसीद मे ।
तथेत्युक्त्वा हरिस्तत्र तस्यासने व्यतिष्ठत ॥ ६१ ॥
ययौ भीमाऽपि तत्क्षेत्रे हरेः पादाब्जसेवने ।

ભગવાનનાં આવાં વચન સાંભળી પુંડરીકે વર માગતાં કહ્યું કે;—" હે દેવાધિદેવ ! આજે આ વખતે મારી સામું જે આપનું સ્વરૂપ છે, એ જ રૂપથી અહીં નિવાસ કરો અને આ ક્ષેત્રમાં ગમે તેવા મૂઢ અને પાપી લોકો પણ આવીને આપનાં દર્શન કરે, તેમનાં પાપો દર્શનમાત્રથી જ દૂર થાય અને તેમને મોક્ષ મળે અર્થાત્ " ज्ञानादेव तु कैवल्यम् કૈવલ્ય મોક્ષ માત્ર જ્ઞાનથી જ મળે છે, " એ સિદ્ધાન્તનો ત્યાગ કરી અહીં દર્શનથી જ એ મોક્ષ મળે, એવી કૃપા કરો. " નામદેવે પણ એ જ અભિપ્રાયને અનુસરીને એક અભંગ રચેલો છે, તે આ પ્રમાણેઃ—

पुंडरीक ह्मणे देव शिरोमणी । परिसावी विनवणी माझी ॥ १ ॥
संसारबंधनें तोडावीं दर्शनें । हें एक मागणें तुजप्रती ॥ २ ॥
विश्वासघातकी पंचमहापातकी । ज्यांसि यमादिकें वर्जियेलें ॥ ३ ॥
ऐसीया पतितांसी करावें सनाथ । पुरवावी आर्त पांडुरंगा ॥ ४ ॥
हेंचि माझें काज निजगुजबिज । उद्धरी सहज महान दोषी ॥ ५ ॥
नामा ह्मणे वर दिला नारायणें । विठ्ठलदर्शनें मुक्त होती ॥ ६ ॥

" આ એક વર આપો અને બીજો એ કે, હે દેવ ! તમે પણ મારા નામથી જ પ્રસિદ્ધ થાઓ. ( पुंडरीक वरद हरे विठ्ठल ) તેમ જ આ ક્ષેત્ર પણ મારા નામથી જ ઓળખાય. ( પુંડરીકપુર ) અને આ ક્ષેત્ર સર્વ સિદ્ધિઓને આપનારુ અને સર્વ ક્ષેત્રો કરતાં શ્રેષ્ઠ થવું જોઇએ—હે દેવ ! આપ જ ક્ષેત્રમૂર્તિ થાઓ, તેમ જ આપ જ તીર્થરૂપે અહીં નિવાસ કરો. હે દેવશ્રેષ્ઠ ! મને એ પ્રમાણે વર આપો. " પંડરીકનુ આવું ભાષણ સાંભળીને શ્રીપરમાત્માએ કહ્યું કે, " હે ભક્તશિરોમણિ પુંડરીક ! તારા માગવા પ્રમાણે તને વર આપ્યા, " એમ કહીને પરમાત્મા જે સ્વરૂપે પુંડરીક સમક્ષ ઊભા હતા, તેજ સ્વરૂપે અદ્યાપિ વીટપર વિરાજમાન મૂર્તિમંત ઊભા છે. અને દેવ, ક્ષેત્ર તથા તીર્થસ્વરૂપી પણ થએલા છે. " ज्ञानशून्यान्जनानत्र विठ्ठलोऽभूत्तदाख्यया જ્ઞાનહીન લોકોપર દયા કરતા હોવાથી પરમાત્મા અહીં વિઠ્ઠલ નામથી પ્રસિદ્ધિને પામ્યા. "

શંકર પાર્વતીને કહે છે કે;—" પુંડરીકે શ્રીવિઠ્ઠલનાથને બેસવામાટે જે વીટ આપી, તે સાક્ષાત્ ઇન્દ્ર જ. પૂર્વે એક વૃત્રાસુર નામક દૈત્ય હતો,

તેને ત્રણ માથાં હતાં. પોતાને ઈન્દ્રનું પદ મળે, એટલામાટે તે મોટી તપશ્ચર્યા કરવા લાગ્યો. એથી ઇન્દ્રને એમ ભાસ્યું કે, "આવા તપના પરિણામે એ મારું પદ અવશ્ય મેળવશે." તેથી ઇન્દ્રે પોતાના એક સેવકને કહ્યું કે, "તું એ વૃત્રાસુરને મારી નાંખ–તેનો વધ કર." સ્વામીની આજ્ઞાને અનુસરીને તે સેવક એક દિવસે તે દૈત્ય જ્યાં ધ્યાનસ્થ થઇ બેઠો હતો ત્યાં આવ્યો અને તત્કાલ તેનાં ત્રણે માથાં ધડથી જૂદાં કરી ઉડાવી દીધાં. તે ક્ષણે તે જૂદાં થએલાં માથાં ખડખડ હસવા લાગ્યાં અને હેઠાં પડયાં. મરતાં મરતાં દૈત્યે ઇન્દ્રને શાપ આપ્યો કે.—"હે દુષ્ટ! તું મહા વિશ્વાસઘાતકી છે. હું અનુષ્ઠાન કરતો બેઠો હતો, ત્યાં તેં મારો વધ કરાવ્યો, તેથી તને બ્રહ્મહત્યાનું પાતક લાગી ચૂક્યું. તેથી હે મૂર્ખ! તું હવે દિંડીરવનમાં વીટ થઇને અચેતન અવસ્થામાં પડયો રહીશ." એવો શાપ આપીને તે દૈત્યે પ્રાણત્યાગ કર્યો. એ શાપ પામીને ઇન્દ્ર મહા શોક કરવા લાગ્યો. ત્યારે શ્રીવિષ્ણુએ તેને વર આપ્યો કે, "હે ઇન્દ્ર! હું તારો ઉદ્ધાર કરીશ." ત્યારપછી શાપના પરિબળથી ઇન્દ્ર દિંડીરવનમાં પુંડરીકના આશ્રમમાં વીટ થઇને પડયો. એ ઘટનાને ઘણો કાલ થઇ જવા પછી જ્યારે પુંડરીકને વર આપવામાટે શ્રીવિષ્ણુ ત્યાં પધાર્યા ત્યારે પુંડરીકે ત્યાં પડેલી ઇન્દ્રરૂપી વીટ તેમને બેસવા માટે આપી અને વિષ્ણુનો પાદસ્પર્શ થતાં જ ઇન્દ્રનો ઉદ્ધાર થઇ ગયો.

જાનુદેવ, તે પુંડરીકનો પિતા એ બ્રાહ્મણ મહાન્ વિદ્વાન્ અને પવિત્ર હતો. એનું દેવાલય પુંડરીકની ડાબી બાજુએ હાલ પણ છે. તેનાં દર્શનનો ભાવિક જનોએ અવશ્ય લાભ લેવો જોઇએ.

## ભીમાનદી.

પૂર્વે ત્રિપુરાસુર સર્વ લોકોને ઘણો જ પીડતો હતો, તેથી તેની પીડાથી ત્રાસ પામી સમગ્ર દેવો શ્રીશંકરને શરણ ગયા. શંકરે દેવોની પ્રાર્થનાથી ત્રિપુરાસુરને જિતવામાટે ભૂમિરૂપ રથપર એક પગ રાખી તથા બીજો પગ નંદિકેશ્વર ઉપર ટકાવી ભયંકર યુદ્ધ કરીને ત્રિપુરાસુરને જિત્યો. તે વેળાએ શ્રમથી શંકરના શરીરમાં સ્વેદ (પસીનો) ઉત્પન્ન થયો અને તે જ સ્વેદપ્રવાહ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રને ભૂષિત કરવા માટે નદીરૂપે વહેતો વહેતો પુંડરીકપુર સમક્ષ આવી પહોંચ્યો. નદીના વહનનો ભયંકર શબ્દ સાંભળી ક્ષેત્રમાંના સર્વ લોકો ભયભીત થવાથી ક્ષેત્રપાલ ભૈરવને શરણ આવ્યા અને નમસ્કાર કરીને બોલ્યા કે, "હે ભૈરવ! અમારા ક્ષેત્રપર કાંઇપણ મોટી ભયંકર આફત આવેલી છે.–જુઓ તો ખરા કે, જેનો શબ્દ પણ પ્રલય કાળની મેઘગર્જનાનો ભાસ કરાવેછે, એવું તે એ શું અરિષ્ટ છે? અમને એ આપત્તિમાંથી ઉગારો.

અમારો બચાવ કરો. એ સાંભળીને ભૈરવે સર્વ જનસમુદાયને અભયવચ આપ્યું અને મહા કોપ કરી હાથમાં દંડ ધરી વાયુવેગે નદીના પ્રવાહ પાસે આવી પહોંચ્યો. ભૈરવની આવી મહાવિકાળ તથા ભયંકર મૂર્તિને નિહાળી ભીમાનદી ભયભીત થઇને થરથર કંપવા લાગી અને શ્રીવિઠ્ઠલનાથની સ્તુતિ કરવા લાગી; "હે વિઠ્ઠલ! હે જગન્નિવાસ! હે જગદુદ્ધારક! દયાસિંધો! પ્રભો! પૂર્વે જેવી રીતે આપે નક્રના મુખમાંથી ગજેન્દ્રનું રક્ષણ કરયું હતું, તેવી રીતે મારો આ ક્ષેત્રપાળના પંજામાંથી છૂટકારો કરો." એ પ્રમાણે ઘણી ઘણીરીતે શ્રી વિઠ્ઠલનાથની સ્તુતિ કરી ત્યારે શ્રી વિઠ્ઠલનાથ સ્વામી બોલ્યા કે, "હે ભિમે! તું ડર નહિ—મારી તારાપર કૃપા છે, તો તને કાંઇપણ ભય નથી. પરંતુ મારી એવી આજ્ઞા છે કે, આ ક્ષેત્રમાંથી તારે કાંઇપણ શબ્દગર્જના ન કરતાં શાંતિથી વહન કર્યા કરવું અને જે પાપીલોકો આવે તેમનાં પાતકોનો દર્શન માત્રથી જ નાશ કરવો." ભીમાએ 'તથાસ્તુ' કહ્યું અને તે ક્ષેત્રભાગમાંથી શબ્દ ન કરતાં શાંત રહી અદ્યાપિ વહ્યા કરેછે. એ નદીની ઉત્પત્તિ ભીમકર્માથી થઇ, માટે એને "ભીમા" એ નામ આપવામાં આવ્યું. એ ભીમાનદી ભાગીરથી કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણ કે, પુંડરીકે પ્રાર્થના કરવાથી પ્રભુ પોતે જ નદીરૂપ બનેલા છે. એથી એ નદીનાં દર્શન માત્રથી જ સર્વ પાપો નષ્ટ થઇ જાય છે. માંડવ્ય ઋષિ એટલે હાલ જેને માંડવ્યખડકી કહેછે, તે સ્થળથી વિષ્ણુ પદ પર્યન્ત એ નદીને "ચંદ્રભાગા" એવું બીજું નામ પ્રાપ્ત થએલું છે. આંવા શંકરનાં વાક્ય સાંભળી પાર્વતી શંકરને પુછે છે કે;–"હે દેવાધિદેવ! એ નદીને એ બીજું નામ પ્રાપ્ત થવાનું કારણ મને જણાવો," એના ઉત્તરમાં શંકર કહે છે કે, "પૂર્વે દેવોના ગુરુ બૃહસ્પતિની પત્ની તારાને ચંદ્રે ભોગવી. એ કામ બૃહસ્પતિએ જોયું અને તેથી તેણે શાપ દીધો કે, "હે ચંદ્ર! તું આવો દુષ્ટ છે. તેથી તું ક્ષયરોગી થઇશ" એવો શાપ મળવાથી ચંદ્ર મહા દુઃખી થઇને આર્જવતાથી બૃહસ્પતિની સ્તુતિ કરવા લાગ્યો; "હે ગુરુવર્ય! મને હવે આ દુઃખમાંથી છોડવનાર આપવિના બીજો કોઇ નથી; માટે મારાપર કૃપા કરીને મારા સર્વ અપરાધોની ક્ષમા કરો." એવી ચંદ્રની દીનવાણીથી ગુરુ શાન્ત થયા અને બોલ્યા કે, "હે ચન્દ્ર! મારો શાપ સર્વથા તો અસત્ય થનાર નથીજ. તો પણ દિંડીરવનમાં જ્યાં ભીમાનદી છે, ત્યાં સૂર્યતીર્થ આવેલું છે, તે તીર્થમાં સ્નાન કરી, શ્રી વિઠ્ઠલનાથનાં દર્શન કરી સૂર્યનું ધ્યાન ધરૂ, એટલે કૃષ્ણ •પ્રતિપદાથી તે અમાવાસ્યા પર્યન્ત તારી ક્ષયરૂપતા રહેશે અને શુકલ પ્રતિપદાથી તે પૂર્ણિમાસુધી તારી કળાની વૃદ્ધિ થતી રહેશે. જા અને સત્વર ઉપાય કર." ગુરુની એવી આજ્ઞા સાંભળતાં જ "હે ગુરો! આજ્ઞા પ્રમાણે હમણાજ કરું છું," એમ કહી સાષ્ટાંગ નમસ્કાર કરી ચન્દ્ર ત્યાંથી

નીકળી ભીમાનદી તીરસ્થ સૂર્યતીર્થમાં આવી સ્નાન કર્યું અને શ્રી વિઠ્ઠલનાથનાં દર્શન કર્યાં અને ત્યારપછી સૂર્યની આરાધનામાં પ્રવૃત્ત થયો. એથી તેનાં સર્વ પાપો ટળી ગયાં.–આરાધનાથી સૂર્યે પ્રસન્ન થઇને ચંદ્રને પૂર્ણિમા પર્યન્ત વૃદ્ધિ પામનારી કળા આપીને પોતે અંતર્ધ્યાન થયા. હે પાર્વતી ! એ નદીના સ્થાનમાં ચંદ્રનો દોષ ટળ્યો અને તેમાં કળારૂપ પુણ્યભાગ મળ્યો, તેથીજ આ ક્ષેત્રભાગ જેટલી નદીને "ચન્દ્રભાગા" એવું બીજું નામ પ્રાપ્ત થયું અને એ બનાવની સ્મૃતિ સદા કાયમ રહે, એટલા માટે ભીમા એટલા ભાગમાં ચંદ્રાકાર થયેલી છે. ચંદ્રભાગામાં સ્નાન કરવાથી ગુરુપત્ની ગમનાદિ મહાન્ પાતકોથી પણ મનુષ્ય મુક્ત થઇ શકે છે." શ્રી ચન્દ્રભાગાના ઉદક–જલમાં પાપનાશક પુષ્કળ તીર્થોનો નિવાસ છે, એમ કહેલું છે. તેમાંનાં થોડાનાં નામ અહીં કહેવામાં આવેછે.--

## पंचगंगा.

वहंति सरितो यत्र तुंगा कांती सुना सती ।
भृंगारी च ततो देवि ! पंचनद्यः प्रकीर्तिताः ॥ २० ॥
सुवर्ण तनुना लिंगं स्थापितं स्वर्णसंभवम् ।
पंचनदी प्रवाहाख्यं सर्वाभीष्ट फलप्रदम् ॥
वीक्ष्य पूज्यं तु षण्मासात्प्रत्यक्षं जायते नृणाम् ।
सुवर्णसिद्धिकामस्य तृतीयायांतु माधवे ॥ २२ ॥
स्नात्वाऽत्र शंकरं द्रष्टुः शिवलोकः करस्थितः ॥

## પંચગંગાતીર્થ.

એ સ્થાન ક્ષેત્રથી ઉત્તર દિશામાં દોઢગાઉ પર આવેલું છે અને ત્યાં પાંચ નદીઓ વહન કરેછે; તેમનાં નામો–તુંગા, કાંતિ, સુના, સતી અને ભૃંગારી એ પ્રમાણે છે. અહીં સાવર્ણ મનુએ એક સુવર્ણનું શિવલિંગ સ્થાપિત કરેલું છે. એ તીર્થ પણ અત્યંત રમણીય અને અધિક પુણ્યકારક છે, તેમ જ ઇચ્છિત મનો-રથને આપવાવાળું છે. પંચગંગામાં સ્નાન કરીને શ્રીશંકરનું પૂજન કરવું; એ પ્રમાણે ૭ મહિના સુધી પૂજન એક નિષ્ઠાથી કરવામાં આવે, તો પૂજકને પ્રત્યક્ષ શંકર આવીને દર્શન આપે છે. સુવર્ણસિદ્ધિ ( કીમિયો ) કરવાની જેની ઇચ્છા હોય, તેણે વૈશાખ શુક્લ તૃતીયાથી તે ૭ માસ સુધી દરરોજ સ્નાન કરીને શ્રીશંકરનાં દર્શન કરવાં, એટલે સુવર્ણસિદ્ધિ નિઃસંશય થાય છે. માઘવદ્ય ચતુર્દશીને દિવસે એટલે મહાશિવરાત્રિને દિને પંચગંગામાં સ્નાન કરીને શ્રીશં-કરનું દર્શન કરનારને શિવલોકની પ્રાપ્તિ થાય છે. અહીં શિવરાત્રિએ પુષ્કળ યાત્રાળુઓ આવે છે અને તેથી સારી યાત્રા ભરાય છે.

## માંડવ્યતીર્થ.

એ તીર્થને વર્તમાન કાળમાં મંડવખડકીના નામથી ઓળખવામાં આવે છે. એ સ્થાન ક્ષેત્રના ઇશાન કોણમાં ભટુંબરા ગામપાસે આવેલું છે. અહીં પૂર્વે માંડવ ઋષિએ તપ કરેલું હતું અને તેની તપશ્ચર્યા એજ સ્થાને સિદ્ધ થએલી હોવાથી એ સ્થાનને " માંડવ્યતીર્થ " એવું નામ પ્રાપ્ત થએલું છે. અહીં સ્નાન કરીને કોઇપણ સારા કામનો પ્રારંભ કર્યો હોય, તો તે કાર્ય અવશ્ય સિદ્ધ થાય છે. માટે અહીં જેણે ગયાવર્જન કરવાનું હોય, તેણે પ્રથમ એ સ્થળમાં આવી સર્વ પ્રાયશ્ચિત્ત કરી સ્નાન કરવું અને ત્યારપછી ગયાવર્જનનો આરંભ કરવો. ( ગયાવર્જનના વિશેષ પ્રકારનું વિવેચન આગળ જતાં આપવામાં આવ્યું છે. )

तीर्थे ब्रह्मपदं नृणां सर्वसौख्यफलप्रदम् ।
यत्र चक्रे पुरा वेधा यज्ञानां दशकत्रयम् ॥
तत्र स्नात्वा सकृन्मर्त्यो वाजीमेधफलं लभेत् ॥ २ ॥
षोडशैरुपचारैस्तु तीर्थेऽस्मिन्हरिपूजनम् ।
कर्त्तव्या तत्र यात्रा तु फाल्गुन्यामतिशस्यते ॥ ३ ॥

બ્રહ્મતીર્થમાં બ્રહ્મદેવે ત્રીસ અશ્વમેધ કર્યા, તેથી એ સ્થાનને " બ્રહ્મતીર્થ એવું અભિધાન આપવામાં આવેલું છે. એ તીર્થમાં સ્નાન કરવાથી અશ્વમેધ યજ્ઞ કરવાનું ફળ મળેછે. એ તીર્થમાં શ્રીવિઠ્ઠલનાથની ષોડશોપચાર પૂજા કરવી અને પિતૃઓને ઉદ્દેશીને પિંડદાન પણ કરવાં. ઘણાક તીર્થોમાં પિતૃને ઉદ્દેશીને શ્રાદ્ધાદિ કરવાનું કહેલું છે, પણ તે પ્રત્યેક સ્થલે ન લખતાં આપણે તેનો ગયા વર્ણન પ્રકરણમાં ઉલ્લેખ કરીશું. ફાલ્ગુન માસની પૂર્ણિમાએ એ તીર્થમાં યાત્રા કરી સ્નાન અને પ્રભુ દર્શન આદિ કાર્યો કર્યા હોય, તો તે વિશેષ ફલને આપનારાં થઇ પડેછે, એમાં રંચમાત્ર પણ શંકા નથી.

## कलशतीर्थम्.

कलशः स्थापितो यत्र ब्रह्मणा यज्ञसिद्धये ।
तस्मात्तन्नामकं तीर्थं लोके ख्यातिमवापह ॥ २७ ॥
तत्राशु मज्जने देवि ! नृणामवभृथं फलम् ।
जायते नाऽत्र संदेहस्तीर्थे कलशसंज्ञके ॥ २८ ॥
पद्मनाभो हरिस्तत्र पूज्यो भक्त्या नरैः सदा ।

કલશ તીર્થ બ્રહ્મતીર્થથી જરાક આગળ આવેલું છે. અહીં બ્રહ્મદેવે યજ્ઞની સિદ્ધિ થવામાટે કલશની સ્થાપના કરેલી હતી, તેથી એ તીર્થને એ સંજ્ઞા પ્રાપ્ત

થએલી છે. એ તીર્થમાં સ્નાન કરવાથી અવભૃથ સ્નાનના ફળની પ્રાપ્ત થાય છે. એ તીર્થમાં સ્નાન કરીને ભક્તિથી સદા સર્વદા શ્રીવિઠ્ઠલની પૂજા કરવી અને પિતરોના ઉદ્દેશથી શ્રાદ્ધ અને પિંડદાન કરવાં.

## पितृतीर्थम्.

तदुत्तरं पितृतीर्थमानंदजनकं परम् ।
सर्वपापप्रशमनं सौमांगल्यविवृद्धिकृत् ॥ २० ॥
सप्तहस्तप्रमाणं स्यात् पितॄणां वल्लभं मतम् ।
तत्र पिंडप्रदानं हि गयायाश्च शताधिकम् ॥ १ ॥
श्रीरामेण कृतं चात्र पिंडदानं पुरा पितुः ।
तत्र स्नात्वा सुसंपूज्यो रामचंद्रो जटाधरः ॥ २ ॥

પિતૃતીર્થ એ કલશ તીર્થથી આગળ સો હાથપર આવેલું છે. એની લંબાઇ અને પહોળાઈ સાત હાથની છે. એ તીર્થ પિતરોને અતિ આનંદ આપનારું અને સર્વ પાપોનું નષ્ટ કરનારું સંપત્તિદાયક છે. અહીં પિતૃઓના ઉદ્દેશથી પિંડદાન કર્યું હોય, તો તે ગયા કરતાં પણ સોગણું વધારે ફળ આપનારું થઇ પડે છે. પૂર્વે શ્રી રામચંદ્રે પોતાના પિતા શ્રીદશરથને ઉદ્દેશીને અહીંજ પિંડપ્રદાન કરેલું હતું, માટે એ તીર્થમાં સ્નાન કરીને શ્રીરામચંદ્રની પૂજા કરવી, તથા શ્રાદ્ધ કરીને અવશ્ય પિંડદાન કરવું. એથી સાત ગોત્રોનો ઉદ્ધાર થાય છે.

## चक्रतीर्थम्.

तदुत्तरं चक्रतीर्थं मुनेर्दुर्वाससः पुरा ।
चक्रविच्युतिसंजातमंबरीषार्जितं महत् ॥ ६८ ॥
तस्माच्चक्राभिधं तीर्थं स्नानाच्च शुभदायकम् ।
चक्रांकितशिला यत्र दृश्यंतेऽद्यापिऽसुंदरि ॥
नवहस्तप्रमाणं तु पापिनामतिदुर्लभम् ॥ २४ ॥
तत्र स्नात्वा सकृन्मर्त्यो मौनेन पुरुषोत्तमम् ।
पश्यन्सायुज्यमाप्नोति नाऽत्र कार्या विचारणा ॥ २५ ॥

ચક્રતીર્થ એ પિતૃતીર્થથી આગળ છે. એને ચક્રતીર્થ એ નામ પ્રાપ્ત થવાનું એવું કારણ છેકે, પૂર્વે અંબરીષને લીધે દુર્વાસા ઋષિની પાછળ પડેલું વિષ્ણુનું સુદર્શન ચક્ર એ સ્થાને વિરામ પામ્યું હતું. એટલામાટે એ તીર્થને " ચક્રતીર્થ "-ના નામથી જાણવામાં આવે છે.

એ તીર્થની લંબાઈ અને પહોળાઇ નવ હાથની છે. એ સ્થાને ચક્રાંકિત શિલાઓ હજી પણ કોઇ કોઇ વખતે જોવામાં આવે છે. અહીં સ્નાન કરીને શ્રી-

વિષ્ણુના ધ્યાનમાં લીન થઈ બેસવાથી મનુષ્યની સાયુજ્ય નામક મુક્તિની પ્રાપ્તિ થાય છે. એ સિદ્ધાન્તમાં વિચાર કરવાની આવશ્યકતા જ નથી. કારણ કે, તે નિઃસંશય છે.

## व्यासतीर्थम्.

पूर्वं तत्र तपस्तप्त्वा श्रीव्यासो व्यासतां गतः ।
बदारम्य महेशानि व्यासाख्यं परमं भवत् ॥
तत्रास्ते प्रस्तरा देवि ! वाग्भवाख्याः सुशोभना ॥ ७ ॥

વ્યાસતીર્થ એ સ્થાન વ્યાસનારાયણની સામે ચંદ્રભાગામધ્યે આવેલુ છે. અહીં પૂર્વે શ્રીવ્યાસે મોટી તપશ્ચર્યા કરેલી હતી અને તેથી તેને વ્યાસત્વ પ્રાપ્ત થયું. એટલા માટે એ તીર્થને " વ્યાસતીર્થ " કહેવાની પરિપાઠી પડેલી છે. અહીં સ્નાન કરીને શ્રી વ્યાસનું ધ્યાન ધરવાથી અત્યંત સુખની પ્રાપ્તિ થાય છે અને સદ્બુદ્ધિ પણ પ્રાપ્ત થાય છે.

## लक्ष्मीतीर्थम्.

तत्पुरो विष्णुभामिन्यास्तीर्थमानंदसंभवम् ।
स्नातव्यं सर्वदा लोके श्रीकरं सर्वसौख्यदम् ॥ ३४ ॥
षोडशैरुपचारैस्तु भक्त्या पूज्या हरेस्तनुः ।

લક્ષ્મીતીર્થ વ્યાસતીર્થની પાસેજ આવેલું છે અને એ તીર્થ લખુબાઇ દેવીની સામે છે. અહીં પૂર્વે લક્ષ્મીએ આવીને મોટી તપશ્ચર્યા કરી હતી અને ત્યારપછી તેમને શોધતા આવેલા શ્રીવિઠ્ઠલનાથ અહીં જ નિવાસ કરી રહ્યા. તેથી એનું નામ " લક્ષ્મીતીર્થ " પડયું. એ તીર્થ અત્યંત પુણ્યકારક છે. અહીં સ્નાન કરીને લક્ષ્મીદેવીની પૂજા કરવી, એથી અખંડ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

## तीर्थपंचकम्.

शंखतीर्थं चक्रतीर्थं पद्मतीर्थं सुशोभनम् ।
कामोदकी गोपितीर्थं ततो दाक्षिणतः शुभम् ॥ १ ॥
तीर्थानां पंचकं ह्येतत् मुक्तिदं दुर्लभं मतम् ।
षष्ठिहस्तप्रमाणं स्यात्परमं पावनं स्मृतम् ॥ २ ॥

ઉપર કહેલા લક્ષ્મીતીર્થથી આગળ શંખતીર્થ, ચક્રતીર્થ, ગદાતીર્થ, પદ્મતીર્થ અને ગોપિકાતીર્થ એ પાંચ તીર્થો આવેલાં છે. એનું માપ પ્રમાણ સાઠ હાથનું છે અને અહીં સ્નાન કરવાથી સર્વ પાતકો નષ્ટ થઈ ઇચ્છિત ફળ તત્કાળ મળી શકે છે.

# पुंडरीकतीर्थम्.

पुंडरीकं ततस्तीर्थं महापापविनाशनम् ।
यस्मिंस्तिष्ठति देवेशो यस्य भीत्या ववौ मरुत् ॥ ४६ ॥
एतादृशो हरिस्तत्र पुंडरीकस्य सन्मुखः ।
तिष्ठत्यद्यापि देवेशि पुरुषो भक्तहेतुना ॥ ५४ ॥
तादृशे तीर्थराजे तु भक्त्या पूज्यो हरिः स्वयम् ।
षोडशैरुपचारैस्तु तेन तुष्यति माधवः ॥ ५५ ॥
न कदा बंधमाप्नोति जन्मसंसारसंभवम् ।
स्नानं तत्र प्रकर्त्तव्यमेखिलोर्जे यथाविधि ॥ ५६ ॥
गोदानं वाजि महिषी स्वर्णं भूमिस्तथात्मजा ।
तिलधेनुर्गजो नीर घृत धेनुर्वराहकः ॥ ५७ ॥
प्रसवा कामदा देवि ! शालिग्रामो ऽथवा शिला ।
तथा चक्रं हरेर्नूनं भूमिरूपं ददाति यः ॥ ५८ ॥
तेनाखिलो जितो विष्णुः परमात्मा परात्परः ।
अथवाऽन्नं यथाकामं तथा युग्मस्य भोजनम् ॥ ५९ ॥
हरिमुद्दिश्य दातव्यं तेन सर्वफलं लभेत् ।
अन्नाद्यल्लभते देवि ! फलं स्नानेन तत्परम् ॥ ६० ॥

પુંડરીકતીર્થ પુંડરીકના સમક્ષ આવેલું છે. જેના ભયથી સૂર્ય ઉગે છે, વાયુ વાય છે, મેઘ વૃષ્ટિ કરેછે, અને સંસાર ચક્ર અવ્યાહત ચાલ્યા કરે છે એવા પરમાત્મા શ્રી વિઠ્ઠલનાથ પુંડરીકના સમક્ષ ભક્તિથી વશ થઈ એ તીર્થમાં ચંદ્રભાગામધ્યે રહેલા છે. એવા એ શ્રેષ્ઠ તીર્થસ્થાનમાં સ્નાન કરી શ્રી વિઠ્ઠલનાથની પુજા કરવી અને પોતાની શક્તિ પ્રમાણે ગોદાન, અશ્વ, મહિષી (ભેંસ,) સુવર્ણ, ભૂમિ, તિલધેનુ, ગજ (હાથી), વાછડાવાળી ગાય તથા શાલિગ્રામશિલા ઇત્યાદિક દાનો કરવાં. એથી શ્રીવિઠ્ઠલનાથની કૃપાદૃષ્ટિ થાય છે અને પરમાત્માની કૃપાદૃષ્ટિ થતાં પાપોનો નાશ થઇ સત્વર મોક્ષ પમાય છે.

# मुक्तकेशी.

श्री शिव उवाचः—विंध्योत्तरपार्श्वे तु अंतर्वेद्यां पुरा नृपः ।
चंद्रसेनाभिधः कश्चित् द्वापरांते बभूव ह ॥ १ ॥

तस्य भार्या परा लक्ष्मीः श्रीहरेरंघ्रितत्परा ।
प्रासूतैकां परां कन्यां विज्ञानविधिहेतुकाम् ॥ २ ॥
रूपलावण्यसंपन्नां चारुहासां सुनिर्मलाम् ।
एतादृशी तु सा कन्या लावण्येन सुगर्विता ॥ ३ ॥
पप्रच्छ मुनिपुंगेषु केन प्राप्तिर्हरेर्भवेत् ।
तथोचुस्ते स्थलं तत्पुं वाच्यं दीने दयालुभिः ॥ ४ ॥

મુક્તકેશાતીર્થ પુંડરીકથી તે શરાવતી (પુષ્પાવતી) ના સંગમપર્યન્ત લંબાયલું છે. એ તીર્થમાં સ્નાન કરવાથી મોક્ષ ફળની પ્રાપ્તિ થાયછે. મુક્તકેશીનું પૂજન અવશ્ય કરવું જોઇએ. અહીં અસ્થિ નાખ્યાં હોય, તો ત્રણ મહિનામાં તે અસ્થિનું પાણી થઇ જાયછે–અર્થાત્ તે પીગળી જાયછે. મુક્તકેશીતીર્થ વિશે પદ્મપુરાણમાં એવી કથા આપેલી છે કે, " પૂર્વે વિંધ્યાદ્રિના ઉત્તર ભાગમાં ચંદ્રસેન નામક એક રાજા હતો. એ રાજા મહાસાત્વિક વૃત્તિનો. સ્વધર્મનિષ્ઠ તથા વિષ્ણુનો પરમ ભક્ત હતો. એની પત્ની પણ મહા પતિવ્રતા અને વિષ્ણુસેવામાં નિરંતર તત્પર રહેનારી હતી. તેને એક કન્યાની પ્રાપ્તિ થઇ અને તે કન્યાનું નામ પદ્મા રાખવામાં આવ્યું. એ કન્યા અત્યંત સ્વરૂપવતી હોવાથી, તેને એવો ગર્વ થયો કે, " મારા જેવી લાવણ્યવતી લલના આખા વિશ્વમાં કોઇપણ નથી. " પદ્મા, પોતાના પિતાપાસે જે કોઇ ઋષિઓ આવતા હતા, તેમાંના દરેકને '' પરમાત્માની પ્રાપ્તિ શાથી થાય ? અને એ માટે તપશ્ચર્યા કયે સ્થળે કરવી ? " એવા પ્રશ્નો કર્યા કરતી હતી એક વેળાએ તેણે વૈશંપાયન ઋષિને પણ એ જ પ્રશ્ન પૂછયો, ત્યારે વૈશંપાયને ઉત્તરમાં જણાવ્યા કે, " વિંધ્યાચલના દક્ષિણ ભાગમાં ભીમા નદીનો શરાવતી નદી સાથે સંગમ થયો છે અને એ સંગમપાસે પુંડરીક નામક ઋષિ છે ત્યાં સાક્ષાત્ શ્રી પરમાત્મા વિષ્ણુ પોતે પુંડરીકને આપેલા વરને લીધે નિરંતર નિવાસ કરી રહેલા છે. હું તને એક મંત્ર આપું, તેનો તું ત્યાં જઇને અખંડ જપ કર, એટલે તને પરમાત્માનાં દર્શન થશે. " એમ કહીને ઋષિએ પદ્માને મંત્ર આપ્યો. ત્યારપછી પદ્માએ ભીમાનદીના તટપર જઇ પુંડરીકના ડાબી બાજુના સ્થાનમાં તપ કરવાનો આરંભ કર્યો–તે ત્યાં તપ કરતી બેઠી. કેટલેક કાળે એના તપના પ્રભાવથી મદન કરતાં પણ સુંદર એવા પરમાત્મા શ્રી જગદીશ્વર શ્રીહરિ તેના સમક્ષ પ્રકટ થઇ ઉભા રહ્યા. એ અત્યંત લાવણ્યવતી વિષ્ણુ મૂર્તિને જોતાં જ રાજકન્યા પદ્મા કામાતુર થઇ—તેનાં શરીરપરનાં વસ્ત્રો સર્વ ખસી ગયાં અને તેનું સર્વ શરીર નગ્ન થઇ ગયું; તેમ જ મસ્તકપરના કેશ મોકળા થઇ પીઠપર છવાઇ રહ્યા—તેને પોતાના દેહનું ભાન પણ ન રહ્યું. જેના શરીરપરના

અલંકારો તેજોમય દેખાતા હતા અને જેનાં ચરણોમાંથી નૂપુરોના શબ્દ અવિ. ચળ સંભળાયા કરતા હતા એવી તે પદ્મા શ્રીવિઠ્ઠલનાથનું મુખકમલ નિરખી મોહિત થઇ પડી અને તેણે ધીરે ધીરે આવી શ્રીપાંડુરંગ વિઠ્ઠલનાથનાં ચરણ એવાં તો જોરથી પકડયાં કે, પાછાં કેમે કરતાં છૂટીજ ન શકે. આવો પ્રકાર જોઇને વિઠ્ઠલનાથે કહ્યું કે, " લક્ષ્મે ! ઉઠ અને ઇચ્છિત વર માગી લે. " એના ઉત્તરમાં પદ્મા બોલી કે, " હે દેવેશ્વર ! મને બીજા વરની કાંઇ પણ આવશ્યકતા નથી. મારા તો આપ પોતે જ વર થાઓ. " પદ્માની આવી માગણી સાંભળી પ્રસન્ન થઇ શ્રીવિઠ્ઠલે કહ્યું કે, " હે વનિતે ! તું મુક્તકેશીના નામથી ઓળખાઇશ અને મોક્ષ-પદ દેનારી થઇશ. પ્રેતપર તારી દૃષ્ટિ પડતાં જ તે પ્રાણીનો તત્કાલ ઉદ્ધાર થઇ જશે. મારી આ મૂર્તિને તારા હૃદયમાં ધરી રાખ. " પરમાત્માએ એવો વર આપ્યો અને તે દિવસથી શ્રીવિઠ્ઠલનાથની આજ્ઞા પ્રમાણે પદ્મા—મુક્તકેશીએ ત્યાં વસવા માંડયું. પુંડરીકથી શરાવતી સંગમપર્યન્ત મુક્તકેશી તીર્થનો વિસ્તાર છે. મુક્તકેશીના હાથનાં આંગળાં શ્રીવિઠ્ઠલનાથનાં ચરણમાં ચોંટી ગયાં હતાં. તેનો પુરાવો હજીસૂધી પણ મળી આવે છે. મુક્તકેશીના ગ ાંને ઉતારવા માટે જ શ્રીવિઠ્ઠલનાથે અતિશય સુકુમાર રૂપ ધારણ કરેલું હતું. યાત્રાળુઓએ મુક્ત-કેશીની ષોડશ ઉપચારથી પૂજા કરવી. જ્યેષ્ઠ સુકલ અષ્ટમીને દિવસે મુક્તકેશીના. દર્શનથી વિશેષ પુણ્યની પ્રાપ્તિ થાય છે, એમ પુરાણાંતરે કહેલું છે.

## संगमतीर्थम्

સંગમતીર્થ મુક્તકેશી તીર્થથી આગળ વિષ્ણુપદની પાસે જ આવેલું છે. એ સંગમતીર્થમાં યમધર્મે અનુષ્ઠાન કર્યું હતું. અહીં ભીમાનદી તથા પુષ્પાવતી આ બે નદીઓનો સંગમ થએલો છે. પુષ્પાવતી નદીની કથા એવી છે કે, " યમુના નદી તે જ પુષ્પાવતી નદી છે. એને અહીં આવવાનું કારણ એવું થયું કે, જ્યારે પૂર્વે શ્રીકૃષ્ણ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આવવાને નીકળ્યા ત્યારે તેમના વિયોગથી દુ:ખી થઇ યમુના નદીએ શ્રીકૃષ્ણની ઘણી જ પ્રાર્થના કરી;" હે પ્રભો, આપ જો અહીંથી જશો, તો હું કોઇ કાલે પણ અહીં રહેનારી નથી, " એમ. કહીને તે રોવા લાગી. ત્યારે શ્રીકૃષ્ણને દયા આવવાથી તેમણે હાસ્યયુક્ત કહ્યું કે, " હે યમુને ! તારે બીવું નહિ—ચાલ મારી સાથે. " એ પ્રમાણે કૃષ્ણની આજ્ઞા થવાથી યમુના, પુષ્પ સમાન અતિ સુકુમાર અને લઘુરૂપ ધારણ કરી શ્રીકૃષ્ણસાથે પંઢરપુર—વિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આવી. ત્યાં શ્રીકૃષ્ણે પોતાનું નામ બદલાવ્યું જાણી યમુનાએ પણ પોતાનું નામ બદલાવ્યું અને પુષ્પાવતી નામ ધારણ કરી ગાયો અને ગોપાળકો સાથે પ્રભુ જે સ્થળમાં નિરંતર ક્રીડા કરતા હતા, એવા ગોપાળપુર નામક સ્થાનમાં દૃઢ નિવાસ કરી રહી. એ સંગમતીર્થમાં

સ્નાન કરવાથી મનુષ્યનાં સર્વ પાપો નષ્ટ થાયછે અને મરણપશ્ચાત્ તે શ્રી પ્રભુના અક્ષય સુખદાયક શ્રી વૈકુંઠધામમાં જાયછે. ( સ્કંદપુરાણ—ગોપાલ. અધ્યાય ॥ ૨ ॥ શ્લોકઃ—

प्रार्थयामास मां त्यक्त्वा कथं तत्राधितिष्ठासि ।
मामाज्ञापय देवेश वस्तुं तत्र कृपानिधे ॥ ३६ ॥
नोचेत्प्राणानहं त्यक्ष्ये त्वद्वियोगाक्षमा भृशम् ।
इत्युक्त्वाश्रुमुखी खिन्ना रुरोद यमुना भृशम् ॥ ३७ ॥
तदा श्रीकृष्णनाथोऽसौ करुणापूर्णमानसः ।
सस्मितं प्राह कालिंदीं माभैर्मत्प्राणवल्लभे ॥ ३८ ॥
मत्संनिधिं त्वमागच्छ भीमामनुविशाधुना ।
संगमस्ते पुण्यरूपो भविष्यति न संशयः ॥ ३९ ॥
तत्रमत्स्थानमतुलं प्राहुर्विष्णुपदं भुवि ।
पुष्पावतीति विख्यातं त्वन्नाम भविता ध्रुवम् ॥ ४० ॥
तथेत्युक्त्वा कृष्णमानम्य कालिंदी प्रीतमानसा ।
पुष्पावतीति नाम्नाभूद्गोपालपुरसन्निधौ ॥ ४१ ॥
तीर्थानामुत्तमं तीर्थं सरितामुत्तमा सरित् ।
मुक्तिदा सर्वदा स्नानान्महापातकिनामपि ॥ ४२ ॥
पुष्पावतीमहानद्याः संगमो लोकसंगमः ।
धर्मेणाधिष्ठितः पुंसां धर्मकामार्थसिद्धिदः ॥ २२ ॥
तत्र स्नात्वा यजेद्धर्ममुपचारैस्तु षोडशैः ।
तेन तुष्टिमापन्नो धर्मो नृणां सुसिद्धिदः ॥ २३ ॥

"આ તીર્થસ્થાનમાં પૂર્વે યમધર્મે અનુષ્ઠાન કર્યું હતું, તેથી જે જે એ તીર્થનું સેવન કરેછે, તેને એ તીર્થ ધર્મ અર્થ, કામ અને મોક્ષ આપવાળું થઇ પડેછે," એવો વર યમે આપેલો છે. તેથી એ તીર્થમાં સ્નાન કરી ધર્મની પૂજા કરવાથી યમધર્મ સંતુષ્ટ થઇને પૂજકના ઇચ્છિત મનોરથોને પૂર્ણ કરેછે. અહીં સ્નાન કરવાથી વિષ્ણુ લોકની પ્રાપ્તિ થાય છે, એમ પણ કહેલું છે. અહીં વૈશાખ શુદ્ધ તૃતીયાના દિવસે અથવા ભાદ્રપદ શુદ્ધ એકાદશીને દિવસે સ્નાન કરવાથી વિશેષ ફળની પ્રાપ્તિ કહેલી છે. એ બન્ને દિવસોએ એ તીર્થમાં યાત્રા ભરવાનું પણ કહેલું છે."

# विष्णुपदम्.

વારંવાર અસ્થિર થતા ગયાસુરને સ્થિર કરવા માટે શ્રીવિષ્ણુએ પોતાનાં બન્ને પગો અહીં રાખ્યા, તેથી એ સ્થાનને “ વિષ્ણુપદ ” એવું નામ આપવામાં આવેલું છે. આ સ્થાન અત્યંત પુણ્યકારક અને ગયા કરતાં પણ શ્રેષ્ઠ છે. કારણ કે, ગયામાં વિષ્ણુનો એક જ પગછે અને અહીં તો સમચરણ એટલે બન્ને પગ છે. આગળ જ શ્રી ચંદ્રભાગાનું જળ દેખાતું હોવાથી એ સ્થાન અતિશય રમણીય અને અપ્રતિમ દેખાય છે. અહીં ગયાવર્જન કરવાનું કહેલું છે. કારણ કે, એ ઠેકાણે પિતરોના ઉદ્દેશથી પિંડદાન કર્યું હોય તો તેથી સપ્તગોત્ર અને તેના એકસોને એક કુળનો ઉદ્ધાર થાયછે. વિષ્ણુપદની આસપાસ બીજા દેવોનાં અઢાર પદછે અને ત્યાં શ્રાદ્ધ કરવાનું કહેલું છે. એ અઢાર પદોનાં નામો આ પ્રમાણે છેઃ—

૧ બ્રહ્મપદ, ૨ રુદ્રપદ, ૩ ઇન્દ્રપદ, ૪ કાર્તીકપદ, ૫ ચન્દ્રપદ, ૬ સૂર્યપદ, ૭ આહ્વનીયપદ, ૮ ગાર્હપત્યપદ, ૯ દક્ષિણાગ્નિ પદ, ૧૦ સભ્યપદ, ૧૧ આવસથ્યપદ, ૧૨ ગણેશપદ, ૧૩ ક્રૌંચપદ, ૧૪ અગસ્તિપદ, ૧૫ કશ્યપપદ, ૧૬ કણ્વપદ, ૧૭ દિદિંચિપદ, અને ૧૮ મતગજપદ.

આ તીર્થમાં એકવાર ભોજન કરવાથી આખા વર્ષમાં જે દુષ્ટ અન્ન ખાધું હોય, તેના દોષની નિવૃત્તિ થઇ જાયછે. આ સ્થાનમાં ભોજન ન કરનારને દુષ્ટ અન્નના ભક્ષણથી દુષ્ટયોનીમાં જન્મવું પડેછે. એટલામાટે પ્રત્યેક મનુષ્યે પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણ સુવાસિની સહિત અંહીં ભોજન કાર્ય અવશ્ય કરવું. એનાથી પરમાત્મા શ્રી વિષ્ણુને પરમ સંતોષ થાયછે. દરિદ્રી મનુષ્યે પોતે જ ભોજન કરવું; શ્રીમાન્ મનુષ્યોએ શ્રી વિષ્ણુપદને દૂધનો અભિષેક કરી પંચામૃત પૂજા કરવી અને બ્રાહ્મણો સહિત ભોજન કરવું. અત્યંત દરિદ્રી મનુષ્યને જો અન્ન ખાવાની શક્તિ ન હોય, તો તેણે ફળાહાર તો જરૂર કરવું. કારણ કે, શ્રીગોપાલ કૃષ્ણ ગોપાલોસાથે નિત્ય આ સ્થળે ભોજન કરતા હતા. ગોપાલપુરીમાં ગાયોને ચારીને પાણી પાવાને અહીં આવતા હતા. તે વખતે પોતપોતાના આવેલાં ભોજનને આનંદથી આરોગતા હતા. તે સમયે “ આપણને એમાંનો કાંઇપણ મોટો ભાગ મળી શકે ” એવી ઇચ્છાથી કેટલાક દેવો પક્ષીઓનું રૂપ ધારણ કરીને ત્યાં પડેલા અન્નનું પોતાની ચાંચથી ભક્ષણ કરતા હતા અને કેટલાક દેવો માછલાંનું રૂપ ધારણકરી શ્રી ચંદ્રભાગામાં પડેલાં ઉચ્છિષ્ટ અન્નનું ભક્ષણ કરતા હતા. અહીંના ચંદ્રભાગાના પ્રદેશમાં ગાયના ખુરો તથાગોવાળિયાઓના પગોની નિશાનીઓ હજીપણ જોવામાં આવેછે. એવા એ પવિત્ર સ્થળમાં કરેલા ભોજનનું ફળ અધિક કહેલું છે અને તેમાં પણ જો માર્ગશીર્ષ માસમાં અહીં બેસીને ભોજન કર્યું હોય, તો બહુ જ વધારે ફળ મળે છે. કારણ કે, અહીં હમેશ માર્ગશીર્ષ માસમાં યાત્રા ભરાયછે અને અમાવાસ્યાને દિવસે શ્રીવિઠ્ઠલનાથની પાદુકાને

રથમાં પધરાવી મોટા સમારંભથી વાજિંત્રોના નાદસહિત ગામમાં લાવવામાં આવેછે. ચંદ્રભાગામાં સ્નાન કરી વિષ્ણુપદનાં દર્શનનો લાભ લેવાથી સમગ્ર ઇચ્છિત મનોરથો સફળ થાયછે અને અંતે વૈકુંઠ પણ પ્રાપ્ત કરી શકાય છે.

વિષ્ણુપદની ઉત્પત્તિવિશે પદ્મ પુરાણમાં એવી કથા છે કે;—

श्रीशिवउवाचः—अभुक्तश्चित् पुरा गौरि गयो नाम महासुरः ।

रुद्रक्रोधात्समुद्भूतः पिंगाक्षो लोहितालकः ॥ १ ॥

શંકર પાર્વતીને કહેછે કે, " હે પાર્વતિ ! ગયાસુર નામનો એક મોટો દૈત્ય હતો અને તે રુદ્રના ક્રોધથી ઉત્પન્ન થયેલો હતો. તેથી તેના વાળ કાંઇક લાલ રંગના,નેત્ર પીળાં અને મુખ મહા ભયંકર હતું. એનાથી ભયભીત થઇને સર્વ દેવો ઇન્દ્ર સહવર્તમાન બ્રહ્મદેવને શરણ જઇ પોતાના દુઃખને વ્યક્ત કરવા લાગ્યા.બ્રહ્મદેવ સર્વ દેવોને સાથે લઇ શ્રી વિષ્ણુને શરણ આવ્યા. તે વેળાએ બ્રહ્મદેવે વિષ્ણુને વિનતિ કરી કે, " હે દેવાધિદેવ ! મૃત્યુલોકમાં ગયાસુર નામક એક દૈત્ય ઉત્પન્ન થયોછે, તેનાથી અમે સર્વે ભયભીત થઇને આપને શરણે આવ્યા છિએ. માટે આપનાવિના બીજો કોઇ અમારા ભયને ટાળી શકે તેમ નથી. હે રમાપતે ! તે દૈત્ય ભયંકર તપ કરતો બેઠો છે." બ્રહ્મદેવનું આવું ભાષણ સાંભળીને વિષ્ણુએ દેવોને આશ્વાસન આપ્યું અને પોતે દેવોને સાથે લઇ જ્યાં ગયાસુર તપ આદરીને બેઠો હતો, ત્યાં આવી પહોંચ્યા. વિષ્ણુએ ગયાસુરને કહ્યું કે, "હે દૈત્યોમાં શ્રેષ્ઠ એવા ગયાસુર ! તારી તપશ્ચર્યાથી મને પરમ સંતોષ થયો છે, માટે સત્વર ઇચ્છિત વર માગ." ત્યારે ગયાસુરે વર માગતાં કહ્યું કે; " હે દેવ-શ્રેષ્ઠ ! મને એ જ વર આપો કે, આ મારો દેહ સર્વ તીર્થો, દેવો, યજ્ઞ, બ્રાહ્મણ તથા નદીઓ કરતાં પણ અધિક પવિત્ર ગણાય." ગયાસુરનું આવું બોલવું સાંભળીને શ્રી વિષ્ણુએ કહ્યું કે, " હે દૈત્યવર્ય ! તારી કાયા દેવ, બ્રાહ્મણ અને તીર્થાદિ કરતાં પણ અધિક પવિત્ર થશે." એવો વર આપીને શ્રી વિષ્ણુ ક્ષીર-સાગર પ્રતિ ચાલ્યા ગયા. ત્યાર પછી સર્વ પાપી જનો ગયાસુરનાં દર્શન માત્રથી પવિત્ર થવા લાગ્યા અને સ્વર્ગમાં જવા લાગ્યા. એથી યમપુરી ઉજ્જડ થવાની અણીપર આવી પહોંચી. એટલે યમે બ્રહ્મદેવ સમક્ષ ઇન્દ્રાદિ સર્વ દેવો સહિત આવીને સર્વ સમાચાર કહી સંભળાવ્યા. યમે કહ્યું, " હે બ્રહ્મદેવ ! આપે મને આપેલો અધિકાર પાછો લ્યો. કારણ કે, મૃત્યુલોકમાં ગયાસુરનાં દર્શનથી સર્વ જનો પવિત્ર થઇ પાપથી મુક્ત થઇ જાય છે, ત્યારે યમપુરીમાં લાવવા કોને ?" એ મામલો જોઇ બ્રહ્મદેવ વિષ્ણુલોકમા ગયા અને ત્યાંથી વિષ્ણુની આજ્ઞા લઈ સર્વ દેવોસહિત ગયાસુર પાસે આવ્યા. ગયાસુરે સર્વ દેવોસહ બ્રહ્મદેવને આવેલા જોઇને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા અને કહ્યું કે, " હે દેવવર્ય ! મારો જન્મ આપનાં દર્શનથી સફળ થયો છે. આપનું આવવું અત્યારે શામાટે થયું છે ?

અને શું કાર્ય છે, તે દર્શાવો. હું તત્કાલ કરી આપીશ." એવાં ગયાસુરનાં વિનયયુક્ત વાક્યો સાંભળીને બ્રહ્મદેવ બોલ્યા કે, " અમને યજ્ઞ કરવાનો છે અને પૃથ્વીપર કોઇ સારું અને પવિત્ર સ્થાન દેખાતું નથી. તારું શરીર ઘણુંજ પવિત્ર છે, માટે તારા શરીરપર અપને યજ્ઞ કરવા દે." બ્રહ્મદેવની આવી માગણી જાણી ગયાસુર કહેવા લાગ્યો કે,"હું આજે મને પોતાને ઘણો જ કૃતાર્થ થએલો માનું છું. કારણ કે, પ્રત્યક્ષ બ્રહ્મદેવ મારી પાસેથી યાચના કરેછે, અને તેથી મારું શરીર પણ શુદ્ધ થશે. કારણ કે, તે પરોપકારમાં કામ આવેછે. " એમ કહીને તેણે પોતાનું શરીર પૃથ્વીપર પાથયુ , અર્થાત તે લાંબો થઇ પૃથ્વીપર સૂતો.

શરીરને પૃથ્વીપર પાડવા સમયે ગયાસુર દિંડિર વનમાં ઉભો હતો. તેના નીચે પડતાં ઇશાન્ય દિશામાં એટલે કાશી ક્ષેત્રની પેલી તરફ હાલ જ્યાં ગયા ક્ષેત્ર છે, ત્યાં તેનું માથું પડયું અને કમ્મરનો ભાગ દિંડીરવનમાં તથા પગો ગોમતી પર્વતમાં જઇ સ્થિત થયા. ત્યારપછી એ ગયાસુરના શરીરપર જ સવ યજ્ઞ સામગ્રીને એકત્ર કરી બ્રહ્મદેવે યજ્ઞનો પ્રારંભ કર્યો. એક વર્ષે યજ્ઞની પૂર્ણાહુતિ થઇ અને બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપી અવભૃથ સ્નાન કરીને બ્રહ્મદેવ સર્વ દેવો સહિત યજ્ઞને પ્રદક્ષિણા કરવામાં પ્રવૃત્ત થયા. એ સમયે ગયાસુરે પોતાનું શરીર હલાવ્યું, એવો પ્રકાર નિહાળી બ્રહ્મદેવ તથા બીજા સર્વ દેવો અને ઋષિઓને મહાભય થવા લાગ્યું. કારણ કે, એ દૈત્ય જો પાછો ઉઠશે, તો કોણ જાણે ત્રૈલોક્યમાં શોએ ઉત્પાત કરી મેલશે ? એવા ભયથી સર્વેએ શ્રી મહાવિષ્ણુનું સ્મરણ કર્યું. દેવોની આવી દીન વાણીને લક્ષમાં લઇ શ્રી વિષ્ણુ ગરુડપર સ્વારી કરી ત્યાં આવી પહોંચ્યા અને બ્રહ્મદેવની પ્રાર્થના સાંભળીને સવ પર્વતોને હુકમ કર્યો કે," હે પર્વતો, તમે સર્વ ગયાસુરના શરીરપર ચઢી બેસો." એવી શ્રી પરમાત્માની આજ્ઞા થતાં જ વિંધ્યાચલે ગયાસુરની બન્ને ખાંધો અને પીઠને દબાવી દીધાં. ત્ર્યંબક તથા બ્રહ્મગિરિ તેના ડાબા હાથપર ચઢી બેઠા અને શૈલ્ય તથા વ્યંકટાદ્રિએ તેના જમણા હાથને દબાવવાનું કામ કર્યું. ગોમંત પર્વતે તેના બન્ને પગોને દાબી રાખ્યા. ત્યારપછી કેટલોક કાળ વીતી ગયા પછી શ્વેત કલ્પમાં ગયાસુરે પાછું પોતાનું માથું ઉંચું કર્યું. ત્યારે વિષ્ણુની આજ્ઞાથી બ્રહ્મદેવે યજ્ઞનો આરંભ કર્યો. તે સમયે તેના શરીરપર પર્વત, સમુદ્ર તથા નદીઓ ઇત્યાદિને સ્થાપિત કરવામાં આવ્યાં. એટલું બધું કરવા છતાં પણ પાછું ગયાસુરે માથું ઉંચકયું; તેથી બ્રહ્મદેવે યમને આજ્ઞા કરી, યમનગરીમાંની ધર્મ નામની વિશાલ શિલાને મગાવી તે ગયાસુરના મસ્તક ઊપર મૂકાવી. તોપણ તેણે પાછું માથું હલાવ્યું !! એટલે હારીને બ્રહ્મદેવે પુનઃ વિષ્ણુનું સ્મરણ કર્યું; તેથી વિષ્ણુએ ત્યાં આવી ગયાસુરના મસ્તક પર સમગ્ર બ્રહ્માંડનો ભાર નાંખી તેના-પર પોતાનો એક પગ રાખ્યો. એટલે તે દૈત્ય સ્થિર થયો. પરંતુ પુનઃ ગયાસુરે પોતાનું શરીર હલાવ્યું, ત્યારે પાછી બ્રહ્મદેવને વિષ્ણુનું સ્મરણ કરવાની ફરજ પડી.

વિષ્ણુના આવતાં જ બ્રહ્મદેવે વિષ્ણુની પ્રાર્થના કરતાં કહ્યું કે;—"દેવવર્ય! આ દૈત્ય જો આવી રીતે જ વારંવાર હાલ્યા કરશે, તો અમારી શી વલે થશે ? માટે જ્યાંસૂધી આપ એના શરીરપર સ્થિત નહિ થાઓ, ત્યાંસૂધી એ સ્થિર થનાર નથી જ." એવી બ્રહ્મદેવની વિનતિ સાંભળીને શ્રીવિષ્ણુ પોતાના બન્ને પગો ગયાસુરની કમ્મરપર રાખી ઊભા રહ્યા. ગયાસુરનો એ કટિભાગ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રપાસે પુષ્પાવતી અને ચન્દ્રભાગા એ બે નદીઓના સંગમ સમક્ષ આવેલો છે. જે સ્થળમાં શ્રી વિષ્ણુ પોતના બન્ને પગ રાખી ઊભા રહ્યા હતા, તે સ્થળને "વિષ્ણુપદ" ના નામથી ઓળખવાની પરિપાઠી પડેલી છે. એ સ્થળને "વેણુનાદ" એવા એક બીજા નામથી પણ ઓળખવામાં આવેછે.

એ બીજું નામ પડવાનું કારણ એવું કહેવાય છે કે, પૂર્વે એક સમયે શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના ગાય અને ગોવાળિયાઓ સાથે શ્રી દ્વારિકાથી આવી પુષ્પાવતીના સંગમસ્થાને ગોવાળિયાઓને ઉભા રાખી પોતે ત્યાં શુદ્ધ વેણુ વગાડીયો હતી. તેથી એ સ્થાનને "વેણુનાદ" એવું નામ આપવામાં આવેલું છે. અહીં ગદાધરની તથા વેણુ વગાડતા શ્રી ગોપાલ કૃષ્ણુની એવી રીતે બે મૂર્તિઓનું દર્શન થાય છે.

શ્રીવિષ્ણુ ભગવાન્ ગયાસુરના કમ્મરના ભાગપર પોતાના બન્ને પગ રાખી ઉભા રહ્યા. પછી સર્વ દેવો તેમની આસપાસ ઉભા રહ્યા. અહીં સ્વયંભૂ જાડાયલાં જે સમપદ છે, તે "વિષ્ણુપદ" ના નામથી જનોમાં પ્રસિદ્ધ છે અને ત્યાં આસપાસ બીજા દેવોનાં પગલાં પડેલાં પણ દીઠામાં આવેછે. ગાયો અને ગોવાળિયા જ્યાં ઉભાં રહ્યાં હતાં, ત્યાં ગાયો તથા ગોવાળિયાઓનાં પગલાંની નિશાની પણ આજસૂધી પ્રત્યક્ષ જણાય છે. એ પ્રમાણે પરમાત્માએ ગયાસુરને સ્થિર કર્યો અને દેવોની પ્રાર્થના માન્ય કરી.

एवं दैत्यं स्थिरीकृत्य नाभिपृष्ठे च मूर्धनि ।
मायासंभारसंवैस्तु समांघ्रिभ्यां स्थितो हरिः ॥ ६६ ॥
असुराणां कृतं कर्म सुरैश्चैव न संशयः ।
अहो चित्रमिदं श्रेष्ठं यज्ञार्थे वंचितो ह्यहम् ॥ ६७ ॥
इयं तनुर्मया दत्ता ब्रह्मणे यज्ञकांक्षिणे ।
श्रीविष्णुवचनेनाशु किं नस्यां निश्चलो ह्यहम् ॥ ६८ ॥
यत्सुरैः पीडितोऽत्यर्थं गोपालेन तथा भृशम् ।
यद्यहं पीडितो देवाः प्रसन्नाः संतु मे सदा ॥ ६९ ॥
हरिणा सहिता देवा ऊचुः सर्वे गयासुरम् ।
वरं ब्रूहि प्रसन्ना स्मो देवान्याचे गयासुरः ॥ ७० ॥
( एतदग्रिमश्लोकाः पूर्वं तृतीयपत्रे उक्तास्तत्र द्रष्टव्याः )

શ્રી વિષ્ણુ ભગવાને પોતાના ભારથી ગયાસુરને સ્થિર કીધા પછી ગયાસુરે વિચાર કર્યો કે, " હવે મારું કોઇપણ બળ ચાલવાનું નથી. દેવો છેવટે મારા પર વિજયી થયા. માટે હવે તો કોઇ યુક્તિથી સકલ જગતનું કલ્યાણ દેવો દ્વારા જ કરાવી લેવું. " મનમાં એવી ધારણા કરીને તે દૈત્ય દેવોને કહેવા લાગ્યો કે, " હે દેવો ! તમે દેવો છતાં આ દૈત્યનું કૃત્ય કરેલું છે. કારણકે, યજ્ઞ માટે મારા શરીરને માગી લઇને પાછલથી તમે મારો જ પરાજય કર્યો.વિશ્વાસઘાત કર્યો. શું વિષ્ણુએ મને સ્થિર થવાની આજ્ઞા કરી હોત, તો હું સ્થિર ન થાત ? મારાપર આ પર્વત આદિનો કેટલો બધો ભાર મૂકાયલો છે ! શ્રી વિષ્ણુએ પ્રથમ મારા માથાપર પગ મૂકયો અને ત્યાર પછી મારા શરીરના મધ્યભાગોપર બન્ને પગો રાખ્યા અને સમગ્ર બ્રહ્માંડનો ભાર મૂકી મારા શરીર પર ઉભા રહ્યા. તેમ જ તમે સઘળા પણ મારા દેહ ઉપર ઉભેલા છો અને તેથી મારામાં જરાક પણ હાલવાનું સામર્થ્ય રહેલું નથી. તમે મને આટલી બધી પીડા આપેલી છે અને હું હાલ ભારથી ઘણો જ પીડાઉં છું. ત્યારે હવે મારાપર પ્રસન્ન થાઓ.' દૈત્યનાં આવાં વચનો સાંભળી શ્રી વિષ્ણુ સહિત સર્વ દેવો તેને કહેવા લાગ્યા કે, " હે દૈત્યવર્ય ! અમે તારાપર પ્રસન્ન છીએ. તું ઇચ્છિત વર માગી લે. ' દેવોનાં એવા કહેવાથી તે દૈત્ય વર માગતો બોલ્યો કે, " હે દેવો ! જ્યાં સૂધી આ સૃષ્ટિ કાયમ છે, ત્યાં સૂધી તેમ જ જ્યાં સૂધી સૂર્ય અને ચંદ્રનો આકાશમાં ઉદય થાય છે, ત્યાં સૂધી મારા પૃષ્ઠ ભાગે આ વિષ્ણુનાં ચરણો અચળ રહો અને એક ગાઉ લંબાઈ પહોળાઇવાળો જે આ પ્રદેશ છે ( ભીમા અને પુષ્પાવતી નદીના સંગમનો પ્રદેશ ) તેમાં ત્રૈલોકયમાંનાં સર્વ તીર્થો, ગંગાઆદિ મહાનદીઓ, પુષ્કરાદિક સરોવરો તેમ જ સર્વ દેવો પોતાનો અચલ નિવાસ કરો. અને અહીં સ્નાન, તર્પણ, દાન તથા દર્શન ઇત્યાદિ શુભ કર્મ આચરનારા જનોના પાપોને તે ક્ષીણ કરો અને ઇચ્છિત મન કામના પૂર્ણ કરી તેમનાં દુઃખોને હરો. " દેવોએ તથાસ્તુ કહ્યું.

અહીં પિતરોના ઉદ્દેશથી પિંડદાન કરવાથી પિતરોને મોક્ષ મળે છે. આ સ્થાનમાં રહી વિષ્ણુપદનું સેવન કરનાર જનનાં બ્રહ્મહત્યાદિ મહાપાતકોનો પણ નાશ થાય છે.

ગયાસુરનાં એ વચન સાંભળી વિષ્ણુ પ્રમુખ સર્વ દેવો કહેવા લાગ્યા કે, " હે ગયાસુર ! તારા કહેવા પ્રમાણે સર્વ થશે. અમે સર્વ દેવો તથા સર્વ તીર્થો આદિ જ્યાં સુધી આ સૃષ્ટિ છે ત્યાં સૂધી અહીં જ નિવાસ કરીશું " એ પ્રમાણે ગયાસુરને વર મળતાં તે ઘણો જ હર્ષિત થયો અને એકદમ સ્થિર થઇ ગયો. પરંતુ જો કોઇવાર ગયાસુર પોતાનું શરીર હલાવેછે, ત્યારે આખી પૃથ્વી ડોલી જાય છે-અર્થાત્ ભૂકંપ કિંવા ધરણીકંપ થાય છે. શંકર પાર્વતીને કહેછે કે,

" ગયામાં વિષ્ણુનો એક જ પગ છે અને અહીં તેમના બન્ને પગ છે, તેથી અહીં દર્શન આદિ કરવાથી અધિક ફળ મળવાનો સંભવ હોય, એમાં શંકા જ શી? આ સ્થળમાં જે ગયાવર્જન કરેછે તેના પિતરો તૃપ્ત થઇ બ્રહ્મપદને પામે છે. અહીં જે સ્નાન કરેછે, તેનાં પાતકો શ્રીભગવાન્ વિષ્ણુ હરે છે અને તે મુક્તિને વરેછે. આ ગયાસુરના આખ્યાનનું જે શ્રવણ અને પઠન કરશે, તેના પિતરો અવશ્ય સંતુષ્ટ થશે. શ્રાદ્ધના સમયમાં જે કોઇ આ આખ્યાનનું પઠન કરશે, તેને "વિષ્ણુપદ" માં શ્રાદ્ધ કરવાનું ફળ મળશે.

## ॥ वेणुनाद ॥

" વિષ્ણુપદ " ને "વેણુનાદ" એવું જે બીજું નામ મળ્યું, તે વિશે સ્કંદ પુરાણમાં બીજી નીચે લખ્યા પ્રમાણેની આખ્યાયિકા આપવામાં આવેલી છે;—

संगमादुपरि ब्रह्मन् संगमो नाम राक्षसः ।
निर्जितो हरिणा पूर्वं तत्रागत्य सरित्तटे ॥ ३९ ॥
उपर्यात्मानमाधाय शिलाः शेते भयद्विभोः ।
भूमौ गूढं हारिर्ज्ञात्वा प्रहस्य जगदीश्वरः ॥ ४० ॥
शिलामाक्रम्य तद्रक्षस्चूर्णयामास दुःसहम् ।
वेणुनादेन देवानां मनः श्रवणमंगलः ॥ ४१ ॥
अद्यापि तत्र देवर्षे दृश्येते चरणावुभौ ।
वेणुनादस्थिताकारौ दर्शनान्मोक्षदायकौ ॥ ४२ ॥
प्रपदाक्रमणेनैव संपूर्णाक्रमणेन च ।
तत्र स्नात्वा महानद्या दृष्ट्वा तौ चरणौ हरेः ॥ ४३ ॥
अभीष्टसकलान् कामान् प्राप्नोत्येव न संशयः ।
भुक्त्वा च तत्र देवर्षे दध्यन्नममृतोपमम् ॥ ४४ ॥

"હે નારદ! પુષ્પાવતી અને ભીમાનદીનો જે સંગમ છે, તેના ઉપરના ભાગમાં " સંગમ " નામનો એક રાક્ષસ રહેતો હતો. તે રાક્ષસ અને શ્રીકૃષ્ણ ભગવાનનું પરસ્પર મોટું યુદ્ધ થયું અને તે ભયંકર યુદ્ધમાં રાક્ષસનો પરાજય થયો. પરાજિત થયા પછી શ્રીકૃષ્ણ મારી નાખશે, એવા ભયથી તે રાક્ષસ વિષ્ણુપદની શિલા નીચે ચોરીથી સંતાઇ રહ્યો. શ્રીકૃષ્ણે તેને પૃથ્વીમાં સંતાયલો જોઇને કિંચિત્ હાસ્ય કરી પોતે તે શિલા ઉપર ચઢી ઉભા રહ્યા, અને વેણુને વગાડતાં વિજય નાદ કરી તેનાપર સકલ ભૂમિનો ભાર નાંખી દીધો. હે નારદ! અદ્યાપિ ત્યાં એક જરા આગળ અને એક જરા પાછળ એવી રીતે શ્રીકૃષ્ણનાં બન્ને ચરણો વિષમ આકૃતિમાં જોવામાં આવે છે. એ મહાનદીમાં સ્નાન કરી શ્રીહરિનાં ચરણદર્શનનો લાભ લીધો હોય, તો સર્વ વાંચ્છિત મનોકામનાઓ તત્કાલ સિદ્ધ થાય છે.

## ॥ नारद ॥

નારદમુનિ અહીં આવી વસવાનું કારણ સ્કંદપુરાણમાં એવું જણાવ્યું છે કે, "હે શંકર ! તીર્થ, ક્ષેત્ર અને દેવ એ ત્રણે પદાર્થો જ્યાં એકત્ર વસેલા હોય, એવું ક્ષેત્ર બતાવો." ત્યારે શંકરે કહ્યું કે;–"શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્ર એવું છે." એમ કહીને શંકરે વિઠ્ઠલનાથ ક્ષેત્રનું માહાત્મ્ય પણ કહી સંભળાવ્યું. ત્યારપછી નારદના ઘણા જ આગ્રહથી શ્રીવિઠ્ઠલનાથના વક્ષઃસ્થળપરનો મંત્ર કે જે મંત્રનો જપ રુકિમણી, બળરામ તથા પ્રદ્યુમ્ન સદોદિત કરે છે, તે મંત્ર શંકરે નારદને આપ્યો. ત્યારે નારદ શ્રી વિઠ્ઠલનાથક્ષેત્રમાં આવી વિષ્ણુપદ સમીપ વસ્યા અને તે આજસુધી પણ તે મંત્રનો જપ કરતાં ત્યાં જ સ્થિત રહ્યા છે. એ નારદનું દેવાલય નદીની પાસે જ શ્રી વિષ્ણુપદની સામે જ આવેલું છે.

## गोपालपूर

એ સ્થાન, પુણ્યકારક, સુંદર અને ઘણું જ જોવા લાયક છે. એ સ્થાન અહીં થવાનું કારણ એવું છે કે, રુકિમણીના શોક માટે શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાના ગાય અને ગોવાળિયાઓ સહિત પ્રથમ જ્યારે આ સ્થળમાં આવ્યા અને અહીં ભીમા તથા પુષ્પાવતીના સંગમથી પરમ પવિત્ર તથા ગાયો અને ગોપાળો સહિત રહેવાનું ઉત્તમ સ્થાન છે, એવું તેમને ભાસ્યું ત્યારથી શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના ગાય ગોપાળરૂપ પરિવાર સહવર્તમાન ત્યાં જ વસવા લાગ્યા.

અહીં શ્રી ગોપાલકૃષ્ણની મૂર્તિ ઉભી અને વેણુ વાદ્ય વગાડતી ઉભેલી છે. તેમ જ શ્રીકૃષ્ણની બન્ને બાજુએ ગાયો ઉભેલી હોવાથી એ મૂર્તિ અત્યંત રમણીય અને પ્રેક્ષણીય દેખાય છે. એ મૂર્તિ શાલિગ્રામ શિલાની બનાવેલી છે.

वृंदारण्ये महापुण्ये देवकीसूनुरेकदा ।
हत्वा धेनुकदैत्येयं गोवर्धनगतो विभुः ॥ ४५ ॥
चारयन् गोगणं प्रागात्पौंडरीकं सुरेश्वरः ।
तत्समीपे वेणुधारी गोपालपुरमाश्रित. ॥ ४६ ॥
क्रीडन् गोपगणैः साकमास्तेऽद्यापि हरिः स्वयम् ।
प्रयत्नेनेक्षितव्यश्च संपूज्यः शुद्धिमिच्छता ॥ ४७ ॥
गोपालाख्यं महातीर्थं नारदादाग्निदिग्लवे ।
तत्र स्नात्वा यजेद्देवं गोपालं गोपिवल्लभम् ॥ ४८ ॥
साक्षात्तु हरिणा पूर्वं स्थापितं जनपावनम् ।

जपहोमादि तत्रैव विशिष्टफलदं भवेत् ।
कार्त्तिक्यां कृत्तिकायोगे तत्र यानं महाफलम् ॥ ४९ ॥

## गोपालतीर्थम्

એ તીર્થ પુષ્પાવતી નદીમાં છે. એમાં સ્નાન કરીને ગોપિકાવલ્લભને શ્રી ગોપાલકૃષ્ણની ષોડશોપચારે પૂજા કરવી. એટલે ઇચ્છિત મનોરથો સત્વર પૂર્ણ થાય છે. અહીં જે જપ અને હોમાદિક સત્ય કૃત્યો કરાય છે, તે વિશિષ્ટ ફળ આપનારાં થાય છે. એ તીર્થનું ઘણું જ માહાત્મ્ય કહેલું છે. કારણ કે, સર્વ જનોને પવિત્ર કરવા માટે એ સ્થાન સાક્ષાત્ શ્રીવિષ્ણુ પરમાત્માએ પોતે સ્થાપન કરેલું છે. કૃત્તિકા નક્ષત્ર યુક્તથી એવી કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે અહીં પિતરોને ઉદ્દેશીને શ્રાદ્ધ કર્યું હોય, તો પિતરોનો અવસ્ય ઉદ્ધાર થાય છે. એ તીર્થમાં ભોજન કરનાર જન સર્વ પાતકોથી મુક્ત થાય છે. કારણ કે શ્રીકૃષ્ણ ભગવાન્ ગોવાળિયા સાથે ગાયોને ચારતી વેળાએ દરરોજ બપોરે જેવી રીતે સાથે લાવેલા ભાતાનું વિષ્ણુપદ સ્થાનમાં બેસી ભક્ષણ કરતા હતા, તેવી જ રીતે કોઇ દિવસે અહીં પણ ભોજન લેતા હતા. તે વેળાએ પોતાને કાંઇ ઉચ્છિષ્ટ ભાગ મળી શકે એવા હેતુથી દેવો પણ પક્ષીનું રૂપ ધારણ કરીને ત્યાં પડેલા અન્નના કણોને પ્રેમથી આરોગતા હતા. તેમ જ કેટલાક દેવો માછલાંનું રૂપ ધારી નદીમાં પડેલું ઉચ્છિષ્ટ અન્ન ભક્ષતા હતા. એવા પવિત્ર સ્થાનમાં આવી આષાઢ તથા કાર્તિક માસની પૂર્ણિમાને દિને ભકતજનો કાલાનો ઉત્સાહ કરે છે. એ વેળાની તે અપૂર્વ શોભા તથા ભકિતથી પરવશતાને નિહાળી ગમે તેવા નાસ્તિક મનુષ્યના મનમાં પણ પ્રેમભાવના પ્રગટી નીકળે છે. તેનું મન પીગળી જાય છે. અહીં શ્રાવણ માસના કૃષ્ણપક્ષમાં ભોજનનું ફળ વિશેષ કહેલું છે. અહીં યાત્રાર્થ આવેલા દરેક યાત્રાળુએ ગોપાળકૃષ્ણની ષોડશોપચારવડે પૂજા કરવી તથા યથાશકિત બ્રહ્મભોજન કરાવવું, તેમ જ પિતરોના ઉદ્દેશથી શ્રાદ્ધાદિ પણ કરવાં.

એ દેવાલય ઘણુંજ સુંદર તથા મોટું છે. એ દેવાલયના નીચેના ભાગમાં જનાબાઇની મૂર્તિ છે અને આગળના ભાગમાં મહાદેવનું શિવાલય મંદિર છે.

## ॥ गणपति ॥

संगमात्पूर्वभागे तु स्थितो देवि विनायकः ।
अष्टर्द्धिकामैर्मनुजैः प्रेक्षितव्यो विशेषतः ॥ १ ॥
तेनाशु विघ्नहंताय मज्जनाय च भास्करे ।
तस्मात्पूज्यः प्रयत्नेन गणनाथो गजाननः ॥ २ ॥

ગોપાળપુરમાંનો ગણપતિ, તે ભીમા અને પુષ્પાવતી નદીના પૂર્વ દિશાના ભાગમાં સ્થિત છે. એનાં દર્શન કરવાથી સર્વ મનોરથો પૂર્ણ થાય છે. પ્રયત્નથી એની પૂજા કરવી અને ગણપતિનાં દર્શન કરી પછી ભાસ્કર તીર્થમાં સ્નાન કરવું.

## गोपालपुर पर्वत

એ પર્વત તે ગોવર્ધન પર્વત, જ્યારે શ્રીકૃષ્ણ વિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આવવાને નીકળ્યા ત્યારે ગોવર્ધન પર્વતે પણ તેમની પાછળ ચાલવા માંડયું અને આજ્ઞા-વિના આવવાથી કદાચિત્ ભગવાન્ કોપ કરે, એવા ભયથી તે ત્યાં બીજા રૂપે રહ્યો. પોતાનું બંધુ–મોટાપણું તજીને બીજું રૂપ ધારણ કરી પુષ્પાવતી તથા ભીમરથીના સંગમ સમીપ જે ગોપાળપુર આવેલું છે, તેને પોતાના મસ્તકપર રાખી નિવાસ કરવા લાગ્યો. એટલામાટે સર્વ મનુષ્યોએ એ પર્વતની પૂજા કરવી જરૂરની છે. એનો આધાર શ્રી સ્કંદ પુરાણના બીજા અધ્યાયમાં વર્ણવેલા ગોપાલ માહાત્મ્યમાં છે. જેમાંના બે ત્રણ શ્લોકો નીચે આપેલા છેઃ—

पुष्पावतीभीमरथ्योः संगमे सुप्रतिष्ठितः ।
त्यक्त्वोन्नत्यं कृष्णभक्त्या नातिनिम्नः स्वगौरवान् ॥
आस्ते गोपालकृष्णस्य शिरसा धारयन्पुरम् ॥ ५८ ॥
अतः पूज्यो गिरिरयं सदा श्रेयोर्थिभिर्नरैः ।
द्रष्टव्यश्च प्रयत्नेन स्मर्तव्यो वा दिवानिशम् ॥ ५९ ॥

આ પર્વતના બે ભાગોને અનુક્રમે પ્રેતપર્વત અને રામપર્વત નામોથી ઓળખવામાં આવે છે. અહીં પિતૃશ્રાદ્ધ કરવાનું કહેલું છે.

## षष्ठी देवी

એ દેવી ક્ષેત્રની દક્ષિણ દિશામાં અને ગોપાળપુરની પૂર્વ દિશામાં આવેલી છે. શ્રી મહાવિષ્ણુએ ક્ષેત્રમાંના બાલકોને બાલ ગ્રહાદિથી પીડા ન થાય, એટલામાટે એની સ્થાપના કરેલી છે. એટલામાટે બાલગ્રહની પીડાથી બાલકોનું રક્ષણ થવાના હેતુથી બાલકોને એ દેવીનું દર્શન અવશ્ય કરાવવું. એથી બાલકો દાર્ઘાયુ થાય છે.

## ॥ सोमतीर्थम् ॥

सोमतीर्थे महापुण्यं पापिनामतिदुर्लभम् ।
तत्र स्नात्वा सकृन्मर्त्यो सोमलोकं व्रजेद्ध्रुवम् ॥ ४० ॥

સોમતીર્થ ગોપાળપુરની પેલી તરફ અને અંતઃપુરની પાસે જ આવેલું છે. પૂર્વે ચંદ્રને " સૂર્યતીર્થમાં જઇ તું સૂર્યની આરાધના કર " એવી બૃહસ્પતિની

આજ્ઞા થઇ હતી અને તેને અનુસરીને ચંદ્રે અહીં આવી અનુષ્ઠાન આદર્યું હતું. એ કારણથી એ સ્થાનને "સોમતીર્થ (ચંદ્રતીર્થ) એવું નામ અપાયું. એ તીર્થ મહાપુણ્યકારક તથા પાપી જનોને અત્યંત દુર્લભ છે. એ સ્થળે સ્નાન કરવાથી ચંદ્રલોકની પ્રાપ્તિ થાય છે.

## अंतापुर

तदग्रेऽनंततीर्थं तु अनंतफलदं नृणाम् ।

स्नात्वा तत्र शंभुपूजां यः करोति महामतिः ॥

तस्य जन्मभयं नास्ति मुक्तिभागी भवेद्ध्रुवम्

અંતાપુર કિંવા અનંતતીર્થ એ સ્થાન ઘણુંજ પુણ્યકારક છે. અહીં શંકરનું લિંગ છે અને તે કેદારેશ્વરનું સ્થાન છે, એવી માનીનતા છે. શ્રી ચંદ્રભાગામાં સ્નાન કરીને શ્રી શંકરનું પૂજન કરવાથી મનુષ્ય સર્વ પાતકોથી મુક્ત થઇને મોક્ષપદને મેળવે છે. એ સ્થળના સામેના ભાગમાં જે વન (જંગલ) આવેલું છે, તેને "આનંદવન" ના નામથી ઓળખવામાં આવે છે.

## ॥ सूर्यतीर्थम् ॥

यत्रातपत्तपस्तीव्रं श्रीसूर्यश्च महाद्युतिः ॥ २६ ॥

तत्तीर्थं परमं लोके सर्वसिद्धिप्रदायकम् ।

सूर्यतीर्थं ततः प्रोक्तं सौरानुष्ठानसिद्धिदम् ॥

तत्र स्नात्वा सकृन्मर्त्यः सूर्यलोकं व्रजेद्ध्रुवम् ॥

अमाऽर्के पौषमासे वा एकादश्यां सितेतरे ।

सर्वामयनिवृत्त्यर्थं मज्जनं तत्र कारयेत् ॥

સૂર્યતીર્થ પુષ્પાવતી નદીના સંગમની આગળ અંતાપુરની પેલી બાજુએ આવેલું છે. અહીં સૂર્યે પોતે તપશ્ચર્યા કરી હતી. એ તીર્થ ઘણુંજ શ્રેષ્ઠ છે. સૂર્યને ઉદ્દેશીને અહીં અનુષ્ઠાન આદિ કર્યાં હોય, તો તેનું ફળ ઘણુંજ વહેલું મળે શકે છે અને અહીં સ્નાન કરવાથી સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે. એ સ્નાન રવિવારે અમાવાસ્યા આવી હોય તે વખતે કરવું અથવા પોષ માસમાં કિંવા કૃષ્ણપક્ષની એકાદશીને દિને કરવું. એટલે જો શરીરમાં રોગ હોય તો તે તત્કાળ મટી જાય છે, એવો એ તીર્થનો અદ્ભુત પ્રભાવ છે.

## ॥ पद्मतीर्थम् ॥

ततः पश्चिमदिग्भागे पद्मतीर्थं सुपावनम् ।
पद्मादिनिधयो यत्र निक्षिप्ताः हरिणा पुरा ॥ ५२ ॥
तस्मात्तन्नामतो देवि ख्यातिमाप जगत्रये ।
दरिद्रद्रावणे तत्र यात्राष्टम्यां बुधान्विते ॥ ५३ ॥

શ્રી વિઠ્ઠલનાથના પશ્ચિમ દિશાના ભાગમાં પરમ પવિત્ર પદ્મતીર્થ આવેલુ છે. અહીં શ્રી વિઠ્ઠલનાથે પદ્માદિ–કમલ આદિક દ્રવ્યનિધિ સ્થાપિત કરેલા છે. તેથી એ તીર્થને "પદ્મતીર્થ" એવું નામ મળેલું છે. અહીં પદ્માવતી દેવી છે. એ તીર્થમાં સ્નાન કરી પદ્માવતી દેવીનાં દર્શન કરવાથી મનુષ્ય વૈકુંઠમાં જાયછે. બુધવાર અને અષ્ટમી અર્થાત્ બુધવારે આઠમ આવેલી હોય, તે દિવસે અહીં સ્નાન કરી દેવીના દર્શનનો લાભ લેવાથી દારિદ્રય નષ્ટ થાય છે. એ વિશે એક આખ્યાયિકા છે કે, પૂર્વે એક સુશર્મા નામનો બ્રાહ્મણ હતો, તે મહાન્ પાપી હતો. કારણ કે, તે દારુ પીનારો તથા માંસ ખાનારો હતો. એ બ્રાહ્મણ ફરતો ફરતો દૈવયોગે એ તીર્થમાં આવી ચઢયો. ગરમી ઘણી પડતી હોવાથી શીતળતા માટે એ તીર્થમાં સ્નાન કરીને સહજ સ્વભાવે તેણે દેવીનાં દર્શન કર્યાં અને પછી મૃગયા કરવાને ચાલ્યો ગયો. એ બનાવને ઘણો કાળ વીતી ગયા પછી તે બ્રાહ્મણ મરણ પામ્યો. તે વેળાએ તેને તેડી જવાને યમના દૂતો તેમ જ વિષ્ણુના દૂતો પણ આવી હાજર થયા. તેમનો પરસ્પર વાદ થયો અને અંતે વિષ્ણુના દૂતોએ યમના દૂતોનો પરાજય કરી સુશર્મા બ્રાહ્મણને લઇ વિષ્ણુલોક પ્રતિ ચાલવા માંડયું. યમના દૂતોએ યમસમક્ષ જઇ સર્વ વર્તમાન કહ્યા, ત્યારે યમરાજાએ પ્રત્યુત્તર આપ્યું કે, "હે દૂતો ! એમાં વિષ્ણુના દૂતોનો કાંઇ પણ અપરાધ નથી. કારણ કે, એ બ્રાહ્મણે એક સમયે શ્રીક્ષેત્ર વિઠ્ઠલનાથમાં પદ્મા-તીર્થમાં સ્નાન કર્યું હતું અને એ પુણ્ય સામર્થ્યથી જ એનાં સર્વ પાપો ધોવાઇ ગયાં છે."

એવી જ રીતે પૂર્વે ગોવિંદશર્મા નામક બીજો બ્રાહ્મણ હતો અને તેને સંતતિ પણ ઘણી હતી. તે ઘરમાં ઘણો જ કંગાલ સ્થિતિમાં હોવાથી રાતદિવસ તેનો સમય અન્નની ચિંતામાં જ વીતતો હતો. પોતાનું ઉદર સુખેથી ભરાય એવા હેતુથી તે પોતાના કુટુંબના સઘળાં માણસોને સાથે લઇ તીર્થયાત્રા કરવા નીકળ્યો. તે ફરતો ફરતો શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આવી લાગ્યો. પ્રારબ્ધયોગે તે તે સમયે બુધવારી અષ્ટમી આવી અને અનાયાસે તેને પદ્મતીર્થમાં સ્નાન અને દેવીનાં દર્શનનો પ્રસંગ મળી ગયો. એ બનાવ બન્યા પછી થોડા દિવસે તેણે જંગલમાં જવા માંડયું અને ભૂમિમાં પેસી ગયેલા એક જૂના ઝાડનું મૂળ ઉખેડવા માંડયું

ત્યાંથી તેને અચાનક ધનનો ઢગલો મળી ગયો અને તેથી એકદમ પૈસાદાર થઇ ગયો. તે ક્ષણે તેને એમ ભાસ્યું કે, "મેં પદ્માવતી દેવીનાં દર્શન કર્યાં; તેનું જ એ ફળ હોવું જોઇએ." એમ જાણીને તેણે કુટુંબસહિત એ દેવીના સ્થાનમાં રહી મોટી તપશ્ચર્યા કરી અને દેવીનો પ્રસાદ મેળવ્યો. એ દેવીના અદ્‌ભુત ચમત્કારોથી મોહી, ધારના પવારીએ ત્યાં દેવાલયો બંધાવી આપ્યાં છે.

## ॥ व्यास ॥

પૂર્વે ભગવાન્ શ્રી વેદવ્યાસે ઘણા દિવસ સૂધી અહીં તપ કર્યું હતું અને તે તપના પ્રભાવથી તેમને શ્રી વિઠ્ઠલનાથના પ્રસાદની પ્રાપ્તિ થઇ હતી. તેથી એ ક્ષેત્ર ઘણુંજ પવિત્ર છે. એવી ધારણાથી શ્રી વેદવ્યાસે એ સ્થાનને પોતાનું હમેશનું વાસસ્થાન બનાવ્યું અને તે અદ્યાપિ અહીં જ નિવાસ કરી રહ્યા છે. એનાં દર્શનથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

વ્યાસનું મંદિર વિશાળ છે. તે સખુબાઇના દેવાલયની પાસે જ આવેલું છે અને ત્યાં બહુધા સાધુલોકો વસે છે.

## ॥ कुंडलतीर्थम् ॥

तत्रोत्तरे कुंडलाख्यं महातीर्थं सुपावनम् ॥ ३ ॥
कुंडले स्थापिते तत्र राक्षसेन समं युधि ।
कुंडलाख्यमभूत्तस्मिन्नृसिंहाधिपसंज्ञके ॥ ११ ॥
उद्धरेत्सप्त गोत्राणि भूतप्रेतपिशाचतः ।
तत्र स्नात्वा सुसंवीक्ष्य सह लक्ष्म्या नृपकेसरी ॥ ४ ॥
उपचारैस्तु संपूज्य भक्त्या देवं नृकेसरीम् ।
सिद्ध्यंति सिद्धयस्तत्र नृणां मानत्रयैः प्रिये ॥ ५ ॥
संवत्सरकृतं पापं चतुर्दश्यां विलोकने ।
नश्यते देवदेवेश किं पुनर्नित्यदर्शने ॥ ६ ॥

## ॥ अत्र श्राद्धमायुक्तम् ॥

पितॄनुद्दिश्य यत्किंचित् दीयते तत्र केनाचित् ।
संतुष्टा पितरस्तस्य ब्रह्मलोके वसंति हि ॥

કુંડલતીર્થ શ્રી વિઠ્ઠલનાથની ઉત્તરે આવેલું છે. એ તીર્થસ્થાનમાં શ્રી પ્રભુએ દૈત્યોથી યુદ્ધ કરતી વેળાએ પોતાના કાનમાંનું દિવ્ય મકરાકાર

કુંડલો અહીં મૂકયાં હતાં, તેથી એ સ્થાનને "કુંડલતીર્થ" એવું નામ આપવામાં આવ્યું. એ સ્થાન પરમપવિત્ર તથા સર્વ પાપોને નષ્ટ કરનારું છે. અહીં શ્રી નૃસિંહ ભગવાનની એક મૂર્તિ છે. તેનાં દર્શન કરવાથી સર્વ પાતકોનો નાશ થાય છે તથા ભૂત, પ્રેત અને પિશાચ આદિની પીડા હોય, તો તેટલી જાય છે.

એ શ્રી નૃસિંહ મૂર્તિની પૂજા કરી ત્યાં અનુષ્ઠાન ઇત્યાદિ કરવાથી જે ઇચ્છાથી અનુષ્ઠાન કરવામાં આવે, તે ઇચ્છા ત્રણ માસ પર્યન્ત કરવાથી પરિપૂર્ણ થાય છે. ચતુર્દશીને દિવસે એ નરસિંહની મૂર્તિનાં દર્શન કરવાથી એક વર્ષમાં કરેલાં સર્વ પાપો નષ્ટ થાય છે. એટલામાટે એ દેવનાં દર્શનનો લાભ અવશ્ય લેવો. કુંડલતીર્થમાં શ્રાદ્ધ કરવાનું પણ કહેલું છે. અહીં શ્રાદ્ધ કરવાથી પિતરો સંતોષ પામી બ્રહ્મલોકમાં જઇ વસે છે.

## दक्षिणमानस तथा उत्तरमानस

શ્રી વિઠ્ઠલનાથ માહાત્મ્યમાં શ્રીક્ષેત્ર વિઠ્ઠલનાથના ઉત્તર દિશાના ભાગને "ઉત્તરમાનસ" તથા દક્ષિણ દિશાના ભાગને "દક્ષિણ માનસ" એ નામોથી ઓળખવામાં આવે છે. એ બન્નેના મધ્યમાં આવેલા ભાગને "અંતર્વેદી" એવી સંજ્ઞા આપેલી છે.

पद्मं दुर्गा स्वर्णलिंगं ब्राह्मं पैत्रं रमाभिधम् ।
प्रोक्तं देवेशि सौमाख्यं मानसं मानसोपमम् ॥ १ ॥
संगमः संगमोदश्च गोपालो नारदस्तथा ।
भुवनेशी कराली च प्रोक्ता याम्याख्यमानसे ॥ २ ॥
रहस्यं परमं देवि क्षेत्रस्यास्य प्रकीर्त्तितम् ।
संसाररोगमग्नानामिदमेव महौषधम् ॥ ३ ॥

ઉત્તરમાનસમાં પદ્મતીર્થ, દુર્ગાદેવી, સુવર્ણલિંગ મહાદેવ (પંચગંગાપરના મહાદેવ) બ્રહ્મતીર્થ અને પિતૃતીર્થ એ તીર્થો મુખ્ય છે. દક્ષિણમાનસમાં પુષ્પાવતી તથા ભીમા નદીનો સંગમ, ગોપાલકૃષ્ણ, ભુવનેશ્વરી તથા કરાલી દેવી એ તીર્થો મુખ્ય છે. સંસાર રોગથી પીડાયલા મનુષ્યને એ સ્નાન તથા દર્શન કરવાં, એ જ ઓષધ રોગને દૂર કરવાને સંપૂર્ણરીતે સમર્થ છે. અંતર્વેદીમાંના દેવોનું કથન હવે પછી કરીશું.

## तीर्थाष्टकम्

પોતાના પાતકોનો નાશ થાય, એવી ઇચ્છાવાળા મનુષ્યે તીર્થાષ્ટકમાં (આઠતીર્થોમાં) સ્નાન, પૂજન તથા દર્શનાદિક આચરણો કરવાં.

तथा तीर्थाष्टकं कार्यं पापसंघातमुक्तये ।
अथवा पंचतीर्थाख्यं मानसाख्यमथापि वा ॥ ५८ ॥
तत्रादौ गोपिकातीर्थं पुंडरीकं द्वितीयकम् ।
मुक्तकेश्यं तृतीयं तु इंदिराख्यं चतुर्थकम् ॥ ५९ ॥
पंचमं शंखसंज्ञं स्यात्षष्ठं चक्राभिधं प्रिये ।
सप्तमं शक्तिसंज्ञं च पौष्करं चाष्टमं स्मृतम् ॥ ६० ॥

અષ્ટતીર્થનો વિચાર:—ગોપીકાતીર્થ એ સ્થાન પુંડરીકની ઉત્તર દિશામાં આવેલું છે; પુંડલીકતીર્થ, મુક્તકેશીતીર્થ, લક્ષ્મીતીર્થ, શંખતીર્થ, શક્તિતીર્થ અને પુષ્કરતીર્થ, એ પ્રમાણે આઠ તીર્થો કહેલાં છે. એ સર્વ તીર્થોમાં સ્નાન કરવું, તેમ જ એ તીર્થોનું પૂજન કરવું તથા પિતરોના ઉદ્દેશથી અહીં તર્પણ આદિ પણ કરવાં. સ્નાન કરવાનું સામર્થ્ય ન હોય, તો માત્ર અષ્ટતીર્થનું દર્શન જ કરવું અને અત્યંત અશક્ત મનુષ્યે પાંચ તીર્થોનાં દર્શન જ કરવાં અર્થાત્ તીર્થપંચક કરવું.

## तीर्थपंचकम्

पौंडरीकं संगमश्च तथा पद्मसरोवरम् ।
कुंडलाख्यं महातीर्थं रमापंचकमीरितम् ।

પુંડરીકતીર્થ, ચંદ્રભાગા તથા પુષ્પાવતીનો સંગમ એટલે સંગમતીર્થ, પદ્મતીર્થ, કુંડલતીર્થ તથા લક્ષ્મીતીર્થ એ પાંચ તીર્થોમાં સ્નાન, પૂજન તથા તર્પણાદિ કરવાં. તેમ જ દક્ષિણમાનસ તથા ઉત્તરમાનસમાં જે દેવો તથા તીર્થોનું વિવેચન કરવામાં આવેલું છે, તેમનું પણ દર્શન તથા પૂજન ઇત્યાદિ કરવું

मौनेन यात्रां कुर्वाणः फलमाप्नोति यात्रिकः ।

ઉપર જે જે તીર્થોમાં દર્શનાદિ કરવાનું કહેલું છે, ત્યાં મૌન્ય ધારણ કરીને મુંગા રહીને યાત્રા કરવાથી યાત્રિકને બહુ જ શ્રેષ્ઠ ફળ મળેછે.

## श्रीविठ्ठलनाथक्षेत्रवर्णनम्

न मया नारद क्षेत्रमहिमा ज्ञायते नहि ।
वर्णयामि यथाशक्त्या त्वमिहैकमनाः शृणु ॥ १ ॥
पौंडरीकमिति ख्यातं तीर्थं क्षेत्रं च पूजितम् ।
पांडुरंगश्च तत्राऽऽस्ते मूर्त्तिमान्देवतोत्तमः ॥ २ ॥

अर्धयोजनविस्तीर्णं तदर्धायामसंमितम् ।
तत्क्षेत्रं सर्वफलदं विष्णोर्मम च वल्लभम् ॥ ३ ॥
पुष्करात्त्रिगुणं प्रोक्तं केदारात्षड्गुणं भुवि ।
वाराणस्या दशगुणं क्षेत्रं तत्पौंडरीककम् ॥ ४ ॥
यत्र तिष्ठंति विबुधा विधिशक्रपुरोगमाः ।
ऋषयः पितरः सिद्धा विद्याधरमहोरगाः ॥ १ ॥
यत्र विष्णुः सर्वशक्तिः परिपूर्णो विराजते ।
गंगादीनि च तीर्थानि यानि संति महीतले ॥ २ ॥
**अध्याय ६.** क्षेत्राणां परमं क्षेत्रं गुह्यानां गुह्यमुत्तमम् ।
क्षेत्रराजमिमं ज्ञात्वा सर्वपापैः प्रमुच्यते ॥ १ ॥
बहुना किमिहोक्तेन पाताले चांबरे भुवि ।
नास्ति नास्ति समं क्षेत्रमतस्तत्र वसाम्यहम् ॥ २ ॥
**अध्याय ७.** क्षेत्रेऽस्मिन्महाविष्णुः सर्वदेवोत्तमोत्तमः ।
आस्ते योगीश्वरो नित्यं शक्तिभिर्मुनिभिः सह ॥
कुंडले माकरे बिभ्रत्कर्णयो रत्नभूषिते ।
श्रीवत्सकौस्तुभभ्राजद्विस्तृतोरस्थलो विभुः ॥
**अध्याय १०.** पौंडरीकं परित्यज्य योऽन्यत्क्षेत्रमुपासते ।
वसन्स जान्हवीतीरे कूपं खनति दुर्मतिः ॥ १ ॥
**अध्याय २.** तत्रस्थित्वार्चयाम्येनं पांडुरंगमहं सदा ।
अन्यक्षेत्रस्थदेवानामर्चने यत्फलं भवेत् ॥
तदत्र लभते मर्त्यः सहस्रगुणमर्चने ।
एकरात्रस्थितश्चापि सायुज्यं लभते ध्रुवम् ॥
दुर्लभं मानुषं जन्म यथा भुवि शरीरिणाम् ।
वासोऽपि तद्वदेवात्र क्षेत्रेस्मिन्दुर्लभो मतः ॥
देवाश्च जन्म वांछंति कर्मभूमौ सुरेश्वरि ।
सकृद्वा पौंडरीकस्थं विष्णुं द्रक्ष्याम इत्युत ॥
दृष्टमात्रे च देवेशे सदानंदप्रदायके ।

संसारसागरं घोरं दुस्तरं तु तरेमहि ॥
अस्मिन्क्षेत्रं महेशानि चित्रमत्यद्भुतं परम् ।
याम्योत्तरं समासाद्य मुनेस्तस्य शतैः प्रिये ॥
याति मध्यं दिने तत्र जन्होः श्रीतनया शुभा ।
तीर्थे सर्वोत्तमेद्यापि मध्यान्हे स्नातुमंजसा ॥
आयांति सर्वतीर्थानि त्रयस्त्रिंशच्च देवताः ।
अविमुक्तमिदं क्षेत्रमपि ब्रह्मांडमध्यगम् ॥
न भवेद्ब्रह्मगोले तु क्रोशार्द्धं विस्तृतायतम् ।
बिन्दुस्थानात्तु नरो देवि भंडिन्यंतं समासतः ॥
सूत्रं संस्थाप्य यत्नेन भ्रामयेन्मंडलाकृतिः ।
तत्र यज्जायते वृत्तं तन्मध्ये क्षेत्रमुत्तमम् ॥
काशीति यद्विदुर्वेदास्तत्रमुक्तिः प्रतिष्ठिता ।
तस्या अंतः स्थितो देवि पुरुषः स्वस्थमायया ॥
काशीक्षेत्रे मृतो जंतुः सारूप्यमश्नुते ध्रुवम् ।
सिक्थप्रमाणमप्यन्नमस्मिन्क्षेत्रे ददाति यः ॥
तदन्नं मेरुणातुल्यमक्षयं च फलं लभेत् ।
अणुप्रमाणं स्वर्णं च रजतं वा स्वशक्तितः ॥
अस्मिन्क्षेत्रे तु यो दद्यात्सोऽनंतफलमश्नुते ।
कंबलादीनि यस्तत्र वर्षाकाले प्रयच्छति ॥
आयुरारोग्यमैश्वर्यं कीर्तिं च लभते नरः ।
वासांसि च विचित्राणि श्वेतानि च द्विजातये ॥
अस्मिन्क्षेत्रे तु यो दद्यात्स नमस्यो दिवौकसाम् ।
पितृनुद्दिश्य यत्किंचिद्दीयते च यदा तदा ॥
श्राद्धादिकं चापि नरैस्तत्तेषामक्षयं भवेत् ।
मोदंति पितरस्तस्य नृत्यंति च पितामहाः ॥
अपिनः स्वकुले जातः पौंडरीकं व्रजेदिति ।
प्रमादादपि देवेशि यस्य दृष्टिर्भवेन्मुखे ॥

पांडुरंगस्य देवस्य सर्वदा सुरसत्तमैः ॥
तत्र स्थित्वार्चयाम्येनं प्रीत्या सुरनमस्कृतम् ॥ ७ ॥
अन्यक्षेत्रस्थदेवानामर्चने यत्फलं भवेत् ।
षष्ठिवर्षसहस्राणि दिव्यदैवतपूजनात् ॥
यत्फलं लभते मर्त्यस्तत्फलं सकृदेव हि ॥ ९ ॥
विविधानि गृहाण्यत्र ब्राह्मणाय प्रयच्छति ।
शुद्धाय वेदविदुषे श्रोत्रियाय कुटुंबिने ॥
क्रीत्वा शुभं शुभां किंचिदत्र कृत्वा धनव्ययम् ।
उत्थाप्य यो गृहं दद्यात्स याति परमं पदम् ॥
शिवविष्णुरतो विप्रो यस्य यावद्गृहे वसेत् ।
तावत्तस्य फलं स्वर्णदानजं तु दिने दिने ॥ २२ ॥
श्रोत्रियं च दरिद्रं च विद्वांसं च कुटुंबिनम् ॥ ५३ ॥
यः पुष्णाति नरो नित्यं सोऽश्वमेधी दिने दिने ।
तस्मात्सर्वप्रयत्नेन क्षेत्रस्थान्नर्चयेद्बुधः ॥ ५४ ॥
**पाद्मेः**—अपत्यार्थं श्रोत्रियाय विप्राय च कुटुंबिने ।
सौवर्णं बालकं चात्र दद्याद्दोलासमन्वितम् ॥ १ ॥
गोदानं वाजिमहिषो स्वर्णं भूमिस्तथात्मजा ।
प्रसवाः कामदा देवि शालिग्रामोऽथवा शिला ।
तथाचक्रं हरेर्नूनं भूमिरूपं ददाति यः ॥
तेनाखिलो जितो विष्णुः परमात्मा परात्परः ।
अथवाऽन्नं यथाकामं तथा युग्मस्य भोजनम् ॥ ६९ ॥
हरिमुद्दिश्य दातव्यं तेन सर्वं फलं लभेत् ।
यत्किंचिद्दीयते चात्र तदन्नं चाक्षयं भवेत् ॥ १ ॥
नास्ति नारदक्षेत्रस्य भूसंबंधः कदाचन ।
वितस्तिमात्रतस्त्यक्त्वा तिष्ठत्यंबर एव तत् ॥ १३ ॥
ज्योतिर्मयानि यानानि यथा नभसि भांति वै ।
एवं ज्योतिर्मयं क्षेत्रं नभस्येव च भासते ॥ १४ ॥

अहं ब्रह्मा च विष्णुश्च यत्रैते च सुरेश्वराः ।
वसंति क्षेत्रराजेऽस्मिन् ऋषिभिः सनकादिभिः ॥
वहुनोक्तेन देवर्षे पाताले चान्तरे भुवि ।
नास्ति नास्ति समं क्षेत्रमतस्तत्र वसाम्यहम् ।

શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રનું વર્ણન:—શંકર નારદને કહે છે કે, "હે નારદ શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રના સંપૂર્ણ માહાત્મ્યને હું પણ નથી જાણતો. તથાપિ થોડું ઘણું જે જાણું છે, તે યથામતિ તને કહું છું, તેનું તું એકચિત્તે શ્રવણ કર. ભીમાનદીના તીરપ્રદેશમાં પૈંડરીક એ નામનું ક્ષેત્ર અને તીર્થ વસેલું છે, અને તે ક્ષેત્રમાં દેવોમાં શ્રેષ્ઠ એવા જે શ્રી વિષ્ણુ તે સદૈવ પોતાનો નિવાસ કરી રહે છે. એ ક્ષેત્રનો વિસ્તાર અડધા યોજન એટલે બે ગાઉનો છે અને એની પહોળાઇ એક ગાઉની છે. એ ક્ષેત્ર સર્વ ફલોના દાતા શ્રીવિષ્ણુ તથા મને અત્યંત પ્રિય છે. એ ક્ષેત્ર પુષ્કરતીર્થ કરતાં ત્રણગણું, કેદારનાથ કરતાં છગણું તથા કાશીક્ષેત્ર કરતાં દશગણું વધારે પુણ્યકારક છે. એ ક્ષેત્રમાં ઇન્દ્રાદિક સર્વ દેવો, ઋષિઓ, પિતરો તથા સિદ્ધો તેમજ ગંધર્વ અને શેષનાગ આદિ સર્પો પણ નિત્ય વસ્યા કરે છે. તેમ જ સર્વ શક્તિમાન્ સાક્ષાત્ શ્રી મહાવિષ્ણુનો વાસ પણ અહીં જ છે. આ ભૂમિતલપર જેટલાં તીર્થો છે, તે સર્વ ગંગાદિ તીર્થો એ ક્ષેત્રમાં જ વસે છે. તેથી એ ક્ષેત્ર સર્વ ક્ષેત્રોમાં શ્રેષ્ઠ, સર્વ ગુહ્યમાં ગુહ્ય છે. તેથી એ ઉત્તમ ક્ષેત્રનાં દર્શનમાત્રથી જ મનુષ્ય પાપથી મુક્ત થઇ જાય છે. હે નારદ! તને વિશેષ શું કહું? પણ એટલુંજ કહું છું કે, આ ભૂમિ તેમ જ પાતાલમાં પણ એની બરોબરીનું બીજું કોઇ ક્ષેત્ર નથી. એ ક્ષેત્રમાં સર્વ દેવોમાં શ્રેષ્ઠ, યોગિજનોનો ઈશ્વર, કાનમાં મકરાકાર કુંડલો ધારણ કરનાર, વક્ષઃસ્થલમાં શ્રી વત્સકૌસ્તુભ ધરનાર તથા રૂપમાં મદન કરતાં પણ અધિક સુંદર એવા શ્રી વિષ્ણુ સાક્ષાત્ નિવાસ કરી રહ્યા છે; એવા ઉત્કૃષ્ટ ક્ષેત્રને ત્યજી જે મનુષ્ય બીજા ક્ષેત્રનું સેવન કરે છે, તે મનુષ્યને વિચારશૂન્ય—ગાંડો જ જાણવો. જેવી રીતે કોઇ ગંગાના તીરપર વસનાર મનુષ્ય પાણી પીવામાટે કુવો ખોદે, તો તે મનુષ્ય ગાંડો જ કહેવાય, તેવો જ તેને પણ જાણી લેવો. એ ક્ષેત્રમાં રહી હું પોતે પણ સદૈવ શ્રીવિઠ્ઠલનાથનું પૂજન કરું છું. એ ક્ષેત્રમાં માત્ર એક દિવસ રહેનારને પણ વિષ્ણુના સાયુજ્યની પ્રાપ્તિ થાય છે. જેમ પૃથ્વીમાં સર્વ પ્રાણીઓ મધ્યે મનુષ્ય જન્મ દુર્લભ છે, તેવી જ રીતે શ્રી વિઠ્ઠલનાથમાં વાસ થવો, એ પણ અતિ દુર્લભ છે.

"શંકર પાર્વતીને કહે છેઃ—હે પ્રિયે! દેવો પણ એવી ઇચ્છા કરે છે કે, આ કર્મભૂમિમાં જન્મ થાય અને તેથી એક વેળા પણ આ શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રમાં વસતા શ્રી વિષ્ણુના દર્શનનો લાભ તો મળે. કારણ કે, સર્વ આનંદને

આપનાર એવા જે દેવદેવેશ શ્રી વિષ્ણુ તેનાં એક વેળા માત્ર દર્શન થયાં હોય તોપણ ભયંકર સંસારરૂપી સમુદ્રને તરી જવા મનુષ્ય સમર્થ થાય છે. હે પાર્વતિ! એ ક્ષેત્રમાં એક મહત્ આશ્ચર્ય રહેલું છે. તે એ છે કે, પુંડરીક મુનિના પૂર્વ પશ્ચિમ ભાગનો આશ્રય કરી વચમાંનો જે ચંદ્રભાગાનો ત્રણસો ધનુષ પરિમિત એટલે લગભગ ૧૨૦૦ હાથ લંબાઇનો ભાગ આવેલો છે, ત્યાં બરાબર મધ્યાન્હ સમયે શ્રી ભાગીરથી ગંગા દેવોના સેવનમાટે પધારે છે, એવા સર્વોત્તમ તીર્થમાં સ્નાન કરવા માટે બપોરે બધા દેવો તથા તીર્થો પણ આવે છે. એ ક્ષેત્ર સમાન મુક્તિદાયક બીજું ક્ષેત્ર સમગ્ર બ્રહ્માંડમાં પણ નથી જ. એ ક્ષેત્રના પ્રમાણનું હવે વિવેચન કરાય છે.—

બિંદુસ્થાનથી તે ભંડિની દેવી સૂધી એ સૂત્ર સ્થાપિત કરીને તે સૂત્ર ચારે તરફ મંડલાકૃતિ ફેરવવું. એટલે તેના મધ્ય ભાગમાં જે પ્રદેશ આવે, તેને "કાશી ક્ષેત્ર" નામ આપવામાં આવ્યું છે, એમ વેદો કહે છે. અહીં મુક્તિ મળે છે, એ તો નિશ્ચય છે. એ ભાગમાં પરમાત્મા પોતાની માયાથી ક્રીડા કરતા રહેલા છે, એવા એ કાશી ક્ષેત્રમાં જે મરણ પામે છે, તેને અવશ્ય સારૂપ્ય મુક્તિની પ્રાપ્તિ થાય છે. એ ક્ષેત્રમાં એક દાણાનું અન્નદાન કર્યું હોય, તોપણ તે મેરુદાન સમાન ફળને આપવાવાળું થાય છે. તેમ જ પોતાની શક્તિ પ્રમાણે સ્વલ્પ સુવર્ણ અથવા રૂપાનું દાન કર્યું હોય, તો તે અનંત ફળદાયક થાય છે. વર્ષાઋતુમાં તેમ જ શિયાળામાં અહીં વસ્ત્ર તથા કંબલ આદિનું જે દાન કરે છે, તેને પૂર્ણ આયુષ્ય, ઐશ્વર્ય તથા અતુલ કીર્તિની પ્રાપ્તિ થાય છે. એ ક્ષેત્રમાં જે ગૃહસ્થ બ્રાહ્મણને ઉત્તમ વસ્ત્રોનું દાન આપે છે, તે પોતે પૂજ્ય થાય છે. પિતરોના ઉદ્ધારોથી એ ક્ષેત્રમાં જે શ્રાદ્ધાદિ કર્મ આચરે છે, તે અક્ષય્ય થાય છે. કોઇપણ અથવા ગમે તેવા કુળમાં જન્મ થયા હોય, તોપણ તેના પિતરો આનંદયુક્ત થઇ નૃત્ય કરે છે. કારણ કે, એ એક વેળા પણ શ્રી પાંડુરંગ ક્ષેત્રમાં જશે અને આપણે તેથી મુક્ત થઇશું, એવી તેમને આશા હોય છે. આનું તાત્પર્ય એમ છે કે, જન્મીને મનુષ્યે એકવાર તો અવશ્ય શ્રી વિઠ્ઠલનાથનાં દર્શન કરી કૃતાર્થ થવું જોઇએ. સહજ સ્વભાવે પણ જેને એક વેળા શ્રી વિઠ્ઠલનાથનાં દર્શનનો લાભ મળે છે, તે મનુષ્યને દેવો પણ વંદન કરે છે.

શંકર પાર્વતીને કહે છેઃ—હું આ ક્ષેત્રમાં વસીને શ્રી વિષ્ણુની પૂજા કરું છું. કારણ કે, સાઠ હજાર વર્ષ સુધી બીજા દેવોનું પૂજન કરવાથી જે ફળ મળે છે, તે જ ફળ શ્રી વિઠ્ઠલના એક વેળાના પૂજન માત્રથી જ મળી શકે છે. એ ક્ષેત્રમાં રહેનારા વિદ્વાન્ અને કુટુંબવત્સલ બ્રાહ્મણને ગૃહદાન

કરવાનું કહેલું છે. કારણ કે, ગૃહનું દાન કરનાર પુરુષ વૈકુંઠને પામે છે. શિવભકત કિંવા વિષ્ણુભકત દાન લીધેલા ગૃહમાં જ્યાં સુધી રહે, તેટલા કાળ સુધી દરેક દિવસે સોનાના ઘરનું દાન દીધા જેટલું દાતાને પુણ્ય મળ્યા કરે છે. અગ્નિહોત્રી, દરિદ્રી, વિદ્વાન્ તથા કુટુંબવત્સલ એવા બ્રાહ્મણનું જે આ ક્ષેત્રમાં પોષણ કરે છે, તેને રોજ અશ્વમેધ કરવાનું પુણ્ય મળ્યા કરે છે. માટે પ્રયત્ન કરીને પણ ક્ષેત્રમાં રહેનારા બ્રાહ્મણનું અવશ્ય પોષણ કરવું.

જેને સંતતિ ન હોય, એવા મનુષ્ય કુટુંબવત્સલ બ્રાહ્મણને સુવર્ણના બાલકનું પૂતળું બનાવી તેને પાણીમાં મૂકી દાનમાં આપી દેવું, એટલે એથી ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થાય છે. તેમ જ એ ક્ષેત્રમાં ગૌદાન, અશ્વ, મહિષી ( ભેંસ ) સુવર્ણ, ભૂમિ તથા કન્યા અને શાલિગ્રામ શિલા, એ દાનો અવશ્ય કરવાં. ભૂમિદાન કરવાથી પરમાત્મા વિષ્ણુ, જેવી રીતે કોઇ જિતાયલો મનુષ્ય વશ થઇ રહે છે, તે પ્રમાણે જ સ્વાધીન થઇ આજ્ઞામાં વર્તે છે. અહીં શ્રી વિઠ્ઠલનાથના નામથી અન્નદાન કરવું, દંપતી પૂજન કરવું તથા તેમને ભોજન કરાવવું, એથી ઇચ્છિત ફળ સત્વર મળવાનો સંભવ છે. આ ક્ષેત્રમાં જે કાંઇ પણ દાન કર્યું હોય, તે દાન અવિનાશી થઇ રહે છે. હે નારદ! એ ક્ષેત્ર અને ભૂમિનો સંબંધ કિંચિન્માત્ર પણ નથી. કારણ કે, એ ક્ષેત્ર ભૂમિભાગથી એક વેંત જેટલું ઊંચું અધર રહેલું છે. જેવી રીતે તેજ રૂપી વિમાનો આકાશમાં જ વિચરે છે, તે પ્રમાણે આ ક્ષેત્ર પણ આકાશમાં જ રહેલું છે. હું, બ્રહ્મદેવ તથા બીજા પણ સર્વ દેવો અહીં સનકાદિક ઋષિઓ સહિત વસીએ છીએ. હે નારદ! વિશેષ શું કહું? પણ પૃથ્વીતલપર, પાતાલમાં કે આકાશમાં એ ક્ષેત્ર સમાન યોગ્યતાવાળું બીજું ક્ષેત્ર નથી જ અને એટલા માટે જ મારો નિવાસ એ ક્ષેત્રમાં થએલો છે. એવા એ ક્ષેત્રના ચાર અંતરદ્વારો અને ચાર બહિર્દ્વારો છે અને એ દ્વારોમાં દેવતાનો વાસ છે. માટે એ દ્વારોનું દર્શન પણ નક્કી કરવું. જો તેમ કરવાનું સામર્થ્ય ન હોય, તો એ ક્ષેત્રમાં વસી દ્વારસ્થ દેવતા તથા દ્વારોને માનસિક નમસ્કાર કરવા.

### શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રનાં દ્વારોનો નિર્ણય.

## संध्यावली देवी

पूर्वद्वारे महापुण्ये विष्णुना स्थापिता पुरा।
आर्चिता कामदा नृणां वाग्देवी देवपूजिता ॥ ७ ॥

સંધ્યાવલી દેવી, તે શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રનું પૂર્વદ્વાર. એ દ્વારને સ્થાને બે નદીઓનો સંગમ છે. તેમાંથી એકનું નામ ભીમા તથા બીજીનું નામ શિશુ-

માલા. એ તીર્થ મહાપુણ્યકારક છે. અહીં શ્રી વિષ્ણુએ પોતે શ્રી સરસ્વતી દેવીની સ્થાપના કરેલી છે અને તેને જ વર્તમાનકાલમાં સંધ્યાવલી દેવીના નામથી ઓળખવામાં આવે છે. એ દેવીનું પૂજન કરવાથી પૂજકના સર્વ મનોરથો જગદંબા સિદ્ધ કરેછે. એ દેવીની જે મનુષ્ય પ્રતિ દૃષ્ટિ થાય છે, તે મનુષ્ય સર્વજ્ઞ થાય છે. અહીં સાક્ષાત્ શ્રી બ્રહ્મદેવ અશ્વત્થ રૂપે વસેલા છે અને તેથી અહીં જે પુણ્યદાન કરાય છે, તે અક્ષય્ય થાય છે. એ દેવીનું છ માસ સુધી સેવન કરવાથી ગમે તેવો મહાભારત પાતકી પણ પાતકોથી મુક્ત થાય છે. અહીંના સંગમમાં સ્નાન કરી ઉપોષણ કરી એ દેવીનાં દર્શન કરનારને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, એમાં રંચમાત્ર પણ સંશય નથી.

सारस्वतं तदग्रे च महासारस्वतं पदम् ॥ २८ ॥
यत्रास्ते मूर्तिमद्देवि ब्रह्मणाराधिता पुरा ।
तत्र स्नात्वा सुवीक्ष्या सा वाग्विलासप्रदा शुभा ॥ २९ ॥
सौपस्कारे सुपूज्या सा ऊर्जेष्टम्यां शुभे दिने ॥

એ સરસ્વતી દેવીથી જરાક આગળ સંગમના સ્થાનમાં સારસ્વત નામક તીર્થ આવેલું છે. એ તીર્થમાં સ્નાન કરી શ્રી સરસ્વતી દેવીનું દર્શન કરવાથી મનુષ્ય મહાવક્તા થાય છે. પૂર્વે અહીં બ્રહ્મદેવે એ દેવીની આરાધના કરી હતી, માટે ષોડષોપચારે એ દેવીની પૂજા કરવાથી પૂજા કરનારના ઇચ્છિત મનોરથ પૂર્ણ થાય છે. કાર્તિક શુદ્ધ અષ્ટમીને દિવસે અથવા તો કોઇપણ શુભ દિવસે એ દેવીનાં દર્શન તથા પૂજન કરવાથી વિશેષ ફળ કહેલું છે. એ તીર્થમાં સ્નાન કરી ચંદ્ર કિંવા સૂર્ય ગ્રહણને દિવસે અહીં જે મંત્રનો જપ કરાય છે, તે અવસ્ય સિદ્ધ થાય છે.

## मासनूर

શ્રી વિઠ્ઠલનાથનું દક્ષિણદ્વાર તે માસનૂર. એ સ્થળે શિવલિંગ છે અને તેનું નામ સિદ્ધેશ્વર છે. એ સ્થાને પુષ્પાવતી નદીનો સંગમ છે. એ સંગમમાં સ્નાન કરી શ્રી સિદ્ધેસ્વરનાં દર્શન કરવાથી દર્શનકર્તા પ્રાણી જ્ઞાની થઇને શિવલોકમાં જાય છે. એટલામાટે સર્વ લોકોએ આ સંગમમાં સ્નાન કરીને સિદ્ધેશ્વરનાં દર્શનનો લાભ અવસ્ય લેવો.

## भुवनेश्वरी

पश्चिमे च स्थिता देवी द्वारे भुवनपूजिता ।
भुवनाधीश्वरी नृणामभीष्टफलदायिनी ॥

अभ्यर्च्या सा प्रयत्नेन वीक्ष्या नृभिर्विशेषतः ॥
तत्र यात्रा प्रशस्ता तु ज्येष्ठाष्टम्यां सितेतरे ॥ ५१ ॥

શ્રીવિષ્ણુ પરમાત્માએ પશ્ચિમ દ્વારમાં શ્રીભુવનેશ્વરી દેવીની સ્થાપન કરેલી છે. એ મનુષ્યને દર્શન માત્રથી જ ઇચ્છિત ફળને આપનારી, સર્વ ભૂતોની ઈશ્વરી, અચિંત્ય શક્તિ તથા આઠ ભુજાઓવાળી છે, માટે એનાં દર્શન જરૂર કરવાં જોઇએ તથા એની પૂજા પણ કરવી જોઇએ. એમ કરવાથી તત્કાલ ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. એ દેવીનું પ્રયત્નથી પૂજન કરવું. જ્યેષ્ઠ વદિ આઠમને દિવસે એ દેવીનું દર્શન કરવાથી વિશેષ ફળ કહેલું છે. માટે એ દિવસે એની યાત્રાએ અવશ્ય જવું.

## दुर्गादेवी.

उत्तरद्वारमाश्रित्य दुर्गा भगवती स्थिता ।
महिषासुरांतकरिणी सर्वसिद्धिप्रदायिनी ॥ ३९ ॥
पूजिता तेन भक्तानामभीष्टफलदायिनी ।
नृणामशेषकामान्सा प्रसन्ना संप्रयच्छति ॥
शत्रोर्दुर्गविनाशाय प्रार्थिता दुर्गनाशिनी ।
हेरंबनृपवर्येण अतो दुर्गाभिधा भवेत् ॥ १ ॥
नरेण वा नरेन्द्रेण प्रेक्षितव्या प्रयत्नतः ।
संकटं न भवेत्तस्य रणे दुर्गे वने रिपौ ॥ २ ॥
तदग्रे दुर्गनाशिन्यास्तीर्थं परमशोभनम् ।
स्थापितं कुरुराजेन सर्व सिद्धिसमन्वितम् ॥
तत्रभैम्या पुण्यतोया संगताभरणी नदी ।
तत्र स्नानं च दानं च प्रशस्तं मुनिभिः स्मृतम् ॥ १५ ॥
तत्र स्नात्वा सुपूज्येयं ब्रह्मसिद्धिमवाप्नुयात् ।
सा वीक्ष्या श्रावणे•मासि अष्टम्यां तु सितेतरे ॥
अत्र या नं प्रशस्तं तु चतुर्दश्यां तु मार्गगे ॥

શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રના ઉત્તરદ્વારમાં મહિષાસુર આદિ દૈત્યોનો નાશ કરનારી તથા ભક્તોને સર્વ સિદ્ધિઓની દેનારી એવી ભગવતી દુર્ગા દેવીનો

નિવાસ છે. એ દેવીનું "દુર્ગા" એવું નામ પડવાનું કારણ એવું છે કે, પૂર્વે હેરંબ નામનો એક રાજા હતો અને તેના શત્રુઓ ઘણા જ બલવાન્ હોવાથી દુર્ગ એટલે કિલ્લાના આશ્રયથી હેરંબ રાજાનો પરાજય કરવા લાગ્યા. એટલા-માટે હેરંબરાજાએ આવી એ દેવી સમક્ષ મહત્ ઉગ્રતપ આદર્યું અને દેવીએ તેથી પ્રસન્ન થઈ તેના શત્રુઓનો નાશ કર્યો અને તેમના દુર્ગો (કિલ્લાઓ)ને પણ જમીનદોસ્ત કરી નાંખ્યા. દુર્ગોનો નાશ કર્યો, માટે એ દેવીને "દુર્ગા દેવી" કહેવામાં આવે છે. એ દેવીનું દર્શન કરવાથી દર્શન કરનારને અરણ્યમાં અથવા યુદ્ધમાં કિંવા કોઈપણ ભયંકર પ્રસંગે કોઇ પણ કાલે સંકટ આવતું નથી. એ દેવીના સ્થાનમાં પૂર્વે કુરુ રાજાએ સર્વ સિદ્ધિદાયક પરમ સુંદર દુર્ગા તીર્થની સ્થાપના કરી હતી. તેથી એ દુર્ગા તીર્થને નામે પણ ઓળખાય છે. અહીં ભીમ તથા ભરણી નામની નદીઓનો સંગમ છે. એ સંગમતીર્થમાં સ્નાન કરી એ દેવીનું દર્શન કરનારના ઇચ્છિત મનોરથો સઘ પૂર્ણ થાય છે. તથા પિશાચબાધા દૂર થાય છે. એ દેવી "ઇસબાવી" પાસે છે. શ્રાવણ વદિ અષ્ટમીને દિવસે એનું દર્શન કરવાથી અધિક ફળ મળે છે, એમ કહેલું છે. તેમ જ માર્ગશીર્ષ શુદ્ધ ચતુર્દશીને દિને પણ એ દેવીનું દર્શન વિશેષ લાભકારક વર્ણવેલું છે. આ સ્થાન સપ્તશૃંગ નિવાસિની દેવીનું છે.

द्वाराण्येतानि चत्वारि तथा द्वारस्थदेवताः

प्रेक्षितव्याश्च पूज्याश्च यथोक्तफलमिच्छता ॥

એ પ્રમાણે એ ક્ષેત્રનાં ચાર અંતર્દ્વારો છે અને તેમનાં દર્શન અવસ્ય કરવાં. એ દ્વારોમાં વસતા દેવતાઓનું પણ સર્વ મનુષ્યોએ અવશ્ય પૂજન કરવું. એટલે સત્વર ઇચ્છિત મનઃકામનાઓ સિદ્ધ થાય છે.

એવી રીતે જ એ ક્ષેત્રનાં ચાર બહિર્દ્વારો પણ છે અને તે નીચે લખ્યા પ્રમાણેઃ—

करवीरपुरं नाम पश्चिमद्वारमीरितम् ।

यत्र चास्ते महाविष्णोः प्रिया नारायणी रमा ॥

यस्यादर्शनमात्रेण ह्याढ्यो भवति मानवः ।

तस्यास्तीर्थे महाक्षेत्रं शूर्पालयमिति श्रुतम् ॥

तीर्थे तस्मिन्नहं वत्से दाक्षिणद्वारमाश्रितः ॥ ५९ ॥

पूर्वद्वारे तु भगवान् स्वयमास्ते त्रिविक्रमः ।

महत्या गदया युक्तो लोकत्रयरिरिक्षया ॥ ५१ ॥

श्रीनृसिंहस्तथा देवो हिरण्यकश्यपो रिपुः ।
उत्तरद्वारमाश्रित्य तिष्ठत्यद्यापि सोऽच्युतः ॥ ५२ ॥

પશ્ચિમ દિશામાં કરવીર દ્વાર છે અને ત્યાં જગજ્જનની શ્રી લક્ષ્મી વિરાજે છે. એનાં દર્શનથી લક્ષ્મી (ધન) ની પ્રાપ્તિ થાય છે. દક્ષિણ દિશામાં "શૂર્પાલય" નામક ક્ષેત્ર છે અને ત્યાં ભગવાન્ શ્રી શંકરનો નિવાસ છે. એનાં દર્શનથી શિવલોકની પ્રાપ્તિ થાય છે. પૂર્વ દ્વારમાં ત્રિવિક્રમ વસે છે. એ વિષ્ણુ મૂર્તિ છે અને એનાં દર્શનથી સર્વ પાપો નષ્ટ થાય છે. ઉત્તર દિશાના દ્વારરૂપ શ્રીનૃસિંહપુરમાં શ્રીનૃસિંહ ભગવાન્ મૂર્તિના રૂપથી નિવાસ કરી રહ્યા છે અને એનાં દર્શનથી સર્વ પાતકોનો નાશ થાય છે.

એવા એ પુણ્ય ક્ષેત્રમાં ગયાસુરને આપેલા વરને લીધે સર્વ દેવો નિરંતર નિવાસ કરી રહેલા છે. (એ કથા પદ્મપુરાણમાંની છે અને તે વિષ્ણુપદ માહાત્મ્ય પ્રકરણમાં પૂર્વે જ લખેલી છે.)

શ્રી વિ લનાથ ક્ષેત્રમાં આવેલાં મુખ્ય દેવસ્થાનો.

# द्वादशज्योतिर्लिंगो.

૧ કાશીવિશ્વેશ્વરઃ—એ દેવાલય શ્રી વિઠ્ઠલનાથના દેવાલયમાં શ્રી રુક્મિણીની સામે જે અશ્વત્થ વૃક્ષ છે, તેના પાછળના ભાગમાં છે અને એ સ્થાને કાશીનિવાસી વિશ્વનાથ જ વાસ કરી રહેલા છે, એમ મનાય છે.

૨ રામેશ્વરઃ—એ સ્થાન મંદિરમાંના બાજીરાવના ઓટાની પાસે જ ખૂણામાં જરાક ઉપરના ભાગમાં આવેલું છે.

૩ મલ્લિકાર્જુનઃ—એ સ્થાન મહાદ્વારના માર્ગમાં છે. અહીં શ્રી શૈલ્ય મલ્લિકાર્જુન ભક્તજનોને દર્શન દેવામાટે પ્રગટરુપે રહેલા છે.

૪ અમૃતેશ્વરઃ—એ સ્થાન ગામના ઉત્તર ભાગમાં ચાટે ગલીમાં આવેલું છે. એ ઓંકાર મમલેશ્વરનું સ્થાન છે, એમ કહેવાય છે.

૫ ત્ર્યંબકેશ્વરઃ—એ મહાદેવનું મંદિર કુંડલતીર્થની પાસે જ આવેલું છે. એની પૂજા નૈવેદ્ય આદિ પૂર્વે સર્વ પેશવાઓ તરફથી કરવામાં આવતું હતું અને હવે એની સર્વ વ્યવસ્થા અંગ્રેજ સરકાર કરે છે. એનો ખર્ચ અંગ્રેજ સરકાર આપે છે.

૬ કોટેશ્વરઃ—એ મહાદેવ બિન્દુ તીર્થપર પ્રથમ બિરાજતા હતા. તેમની હમણાં રામના મંદિરપાસે સ્થાપના કરવામાં આવી છે. એ સ્થાન ભીમાશંકરનું ગણાય છે.

૭ સોમેશ્વરઃ—( ગારાનો મહાદેવ ) એ દેવાલય કોટેશ્વર મહાદેવની નજીકમાં દ્વારકાધીશના દેવાલયપાસે આવેલું છે. અહીં સોરઠી સોમનાથનો નિવાસ છે, એવો નિશ્ચય છે.

૮ ઘૃષ્ણેશ્વરઃ—એ સ્થાન શ્રી વ્યાસ નારાયણની પૂર્વ દિશામાં તુળજા-પુરની દેવીની પેલી બાજુએ આવેલું છે.

૯ બૈજ્ઞેશ્વરઃ—એ શ્રી નાગનાથનું સ્થાન છે અને તે પ્રદક્ષિણાના માર્ગમાં પંચમુખી હનુમાનની પેલી તરફ આવેલું છે.

૧૦ પરળીવૈજનાથઃ—એ દેવાલય પણ પ્રદક્ષિણાના માર્ગમાં જ છે અને એનો જીર્ણોદ્ધાર બેરીએ કરેલો હતો.

૧૧ ઉજ્જયિની મહાકાલેશ્વરઃ —એ સ્થાન શ્રી ગોપાલપુરમાં શ્રી ગોપાલ કૃષ્ણના દેવાલયમાં છે.

૧૨ કેદારેશ્વરઃ—એ સ્થાન આનંદવનમાં આવેલું છે. એને જ અંતા-પુરના મહાદેવના નામથી પણ ઓળખવામાં આવે છે.

એ શિવલિંગો કહ્યાં, તેમની ઉત્પત્તિને ઘણો લાંબો કાળ વીતી ગયેલો હોવાથી ઘણી વેળા એમનાં દેવાલયનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે. તેથી મુખ્ય ન. માં પણ ઘણો ફેરફાર થઇ ગયો છે, તેમજ કલિયુગ ચાલતો હોવાથી લોકોના પોતાના તરફની ભક્તિમાં ન્યૂનતા થાય તો સારું, એવું શ્રી શંકરના મનમાં આવવાથી તેમણે પોતે જ પોતાના સ્થાનનાં મહાત્મ્યમાં ન્યૂનતા કરી હોય, એ પણ સંભવે છે. એ ક્ષેત્રમાં બીજા પણ કેટલાંક શિવલિંગો અસ્તિત્વ ધરાવે છે. એ વિશે પદ્મપુરાણ અધ્યાય ૩૯ માં ઉલ્લેખ છેઃ—

इमानि यानि लिंगानि सर्वेषां मुक्तिदानि हि ।
एकैकं स्वर्गलोकात्तु सारमादाय यत्नतः ॥
मर्त्येद्धताति तान्येव महाभक्तकृपावशात् ॥ ६९ ॥
कर्मकाननदावाग्निरेषा लिंगावलिः प्रिये ।
एकैकस्यास्य लिंगस्य महिमाद्यन्तवर्जितः ॥
मयैव ज्ञायते देवि सम्यङ् नान्येन केनचित् ॥ ६६ ॥
अस्मिन्क्षेत्रे ध्रुवं मुक्तिरिति या प्रथितिः प्रिये ।
येन क्षेत्रं समासाद्य महालिंगानि सुव्रते ॥ ७० ॥
सकृदभ्यर्चितानीह स मुक्तो नात्र संशयः ।
तस्मात्सर्वप्रयत्नेन बिदुलिंगा दितो जयेम् ॥

# शिवलिंगमाहात्म्य.

ઉપર જે શિવલિંગો કહેલાં છે, તે સર્વ મોક્ષ દેનારાં છે. શ્રી શંકર પાર્વતીને કહે છે કેઃ—હે પ્રિયે! મારા જે મોટા મોટા ભકતો થયેલા છે. તેમની ભક્તિને વશ થઇને મારા સારભૂત એવા લિંગો મેં મૃત્યુ લોકમાં મોકલેલા છે. એ શિવલિંગો દર્શન માત્રથી પાપોનો નાશ કરનારાં તથા મુક્તિ આપનારાં છે. એ પ્રત્યેક લિંગના સંપૂર્ણ માહાત્મ્યને માત્ર હું જ જાણું છું. મારા વિના બીજું કોઇ જાણતું નથી. એ ક્ષેત્રમાં અવશ્ય મુક્તિ મળે છે, એમ જે કહેવાય છે, તે સર્વથા અક્ષરેઅક્ષર સત્ય છે. જે મનુષ્ય એ ક્ષેત્રમાં આવી ઉપર કહેલાં એ શિવલિંગોની એક વખત પણ પૂજા કરે, તો અવશ્ય તેને મુક્તિ મળે, એમાં તિલમાત્ર સંશય નથી. એટલામાટે ગમે તે પ્રયત્ને પણ બિંદુસ્થાને રહેલા શ્રી કોટેશ્વર મહાદેવથી પૂજાનો પ્રારંભ કરીને અનુક્રમે સર્વ શિવલિંગોની પૂજા કરવી. જેનામાં શક્તિ હોય, તેણે લઘુરુદ્ર ઇત્યાદિકથી શિવલિંગોનો અભિષેક કરવો.

એ ક્ષેત્રમાં બીજાં પણ અનેક શિવલિંગો છે અને તે કેટલાંક પ્રકટરૂપે તથા કેટલાંક ગુપ્ત રૂપે રહેલાં છે.

# पांडुरंगमाहात्म्य.

एवं लिंगमयी काशी समन्ताल्लिंगभूषिता ॥
अहं तिष्ठामि सर्वेषु लिंगेषु वरवर्णिनि॥ ४ ॥
यतः काश्यां तिले लिंगं तीर्थं चैव पदेपदे ॥

પાંડુરંગ માહાત્મ્યના ૨૮ મા અધ્યાયમાં કહેલું છે કે, એ કાશીક્ષેત્ર આસપાસથી શિવલિંગોવડે વિભૂષિત થયેલું તથા સર્વોત્કૃષ્ટ છે. હું સર્વ લિંગોમાં વાસ કરું છું. શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રની " કાશી " એવી એક બીજી પણ સંજ્ઞા છે. તેથી જેણે એ શિવલિંગોનું શ્રદ્ધાપૂર્વક એક વેળા પણ દર્શન કર્યું હશે, તેણે સાક્ષાત્ મારાં જ દર્શન કર્યાં છે, એમ સમજવું. એ વિઠ્ઠલનાથ ક્ષેત્રના તિલતિલ જેટલા ભૂમિ ભાગમાં પણ શિવલિંગોનો નિવાસ છે અને પ્રત્યેક પગલે તીર્થો વસેલાં છે. માટે પરમેશ્વરે જેનામાં શક્તિ આપી હોય, તેણે પ્રગટ હોય એવાં સર્વ શિવલિંગોની સેવા પૂજા કરવી, એ આવશ્યકીય છે.

• द्रव्याभावे जलं देयं बिंदौ पुष्पं तथा प्रिये ।
शतसौवर्णिकीं पूजां लभते भक्तियोगतः ॥

જેની પાસે દ્રવ્ય ન હોય, તેણે શિવલિંગને નહવરાવી તેના ઉપર બિલ્વપત્રો તથા પુષ્પો ચઢાવવાં. એ પૂજા કરવાથી એકસો સુવર્ણ મુદ્રાના દાન જેટલા અને જેવા પુણ્યફળની પ્રાપ્તિ થાય છે, તેટલા અને તેવા જ પુણ્યની ફળપ્રાપ્તિ થાય છે. પરંતુ એટલી પૂજા કરવાનું પણ જેનામાં સામર્થ્ય ન હોય, તેણે બિંદુતીર્થમાંના શ્રીશંકર ( રામના દેવાલય પાસેના કોટેશ્વર મહાદેવ ) ની પૂજા કરવી, એટલે સર્વ શિવલિંગોની પૂજાનું ફળ મળી શકે છે.

### શ્રી વિઠ્ઠલનાથના મંદિરમાંના દેવો.

मुनयः सनकाद्याश्च यं ध्यायंत्यानिलाशनाः ।
स एव पौंडरीकस्थो भक्तकल्पद्रुमः स्वयम् ॥ ५ ॥
आविर्बभूव यो विष्णुर्देवक्यां ब्रह्मणार्थितः ।
स एवास्ते पौंडरीके भक्तानुग्रहकाम्यया ॥

માત્ર વાયુનું ભક્ષણ કરીને જે જીવતા મહાન્ સનકાદિક ઋષિઓ નિરંતર જેનું ધ્યાન ધરેછે, અને બ્રહ્મદેવે પ્રાર્થના કરવાથી જેણે શ્રી દેવકી માતાના ઉદરમાંથી જન્મ લીધો છે, એવા શ્રી પરમાત્મા ભકતોપર અનુગ્રહ કરવાના હેતુથી પુંડરીકને આપેલાં વરને લીધે અહીં નિવાસ કરી રહેલા છે. એવા પરમાત્મા શ્રીવિઠ્ઠલનાં દર્શનનો જે લાભ લેછે, તે અવશ્ય આ સંસારનાં બંધનોથી મુક્ત થાય છે. જે ભક્ત જે ઇચ્છાથી શ્રીવિઠ્ઠલનાથનું ભાવપૂર્વક સેવન કરે છે, તે ભકતોની તે તે મનઃકામનાઓ શ્રીપરમાત્મા પરિપૂર્ણ કરે છે.

એ મૂર્તિ હરિહરાત્મક છે. કારણકે, શ્રીવિઠ્ઠલના મસ્તકમાં શિવલિંગ રહેલું છે. શિવરહસ્ય અંશ ૫ અધ્યાય ૩૬ માંના શ્લોકોઃ—

इति स्तुत्वा तदा विष्णु र्गच्छेत्यभिहितो मया ।
सर्वश्रेष्ठं च मे लिंगं दधन्मूर्ध्नि हरिस्तदा ॥ ११ ॥
उवास दाक्षिणे तीरे भीमरथ्यास्तदांतिके ।
तत्पांडुरंगक्षेत्रं मे विष्णोः प्रियकरं सदा ॥ १२ ॥

શિવરહસ્યના ૩૫ મા અધ્યાયમાં શ્રીશંકર પાર્વતીને કહે છે કે, એ પ્રમાણે સ્તુતિ કીધા પછી " જા " કહીને જ્યારે મેં આજ્ઞા આપી ત્યારે શ્રી વિષ્ણુએ પોતાના મસ્તકપર મારાં સર્વ શ્રેષ્ઠ લિંગો ધારણ કરીને ભીમાનદીના દક્ષિણ તીર પ્રદેશમાં પોતાનો નિવાસ કર્યો. એ ક્ષેત્ર શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્રના નામથી પ્રસિદ્ધ છે અને તે પરમ પવિત્ર શ્રીવિષ્ણુને તથા મને અત્યંત પ્રિયકર થયેલું છે.

તેમ જ એ મૂર્તિ તે સાક્ષાત્ વૈકુંઠવાસી પરમાત્મા જ છે. માટે જ એ મૂર્તિનું કેટલાક ભકતો શિવરૂપથી સેવન કરે છે અને કેટલાક ભક્તજનો વિષ્ણુની ભાવનાથી એને ભજે છે. કેટલાક ભકતો એમાં શિવ તથા વિષ્ણુ ઉભયની ભાવના રાખી, તુલસી તથા બિલ્વપત્ર ઇત્યાદિવડે એનું પૂજન કરવામાં પ્રવૃત્ત રહે છે. સત્ય રીતે એ મૂર્તિ હરિહરાત્મક હોવાથી એમ કરવું જ ઉચિત છે. એ ક્ષેત્રને "ભૂવૈકુંઠ" અને "કાશી" એવી જે બે ઉત્તમ સંજ્ઞાઓ પ્રાપ્ત થયેલી છે, તે યોગ્ય છે.

શ્રી પાંડુરંગ વિઠ્ઠલનાથનાં દર્શન કરી રુપાના દરવાજામાંથી સીધા બહાર આવવું. પછી જયવિજય તથા ગારાની પાદુકા આવે છે. ભક્તશ્રેષ્ઠ દામાજીપંત દરરોજ એ પાદુકાની પૂજા કરતા હતા અને ત્યારપછી શ્રી ક્ષેત્રમાં નિવાસ કરી રહ્યા હતા. તેમ જ એ પાદુકાની સ્થાપના કરેલી છે. પાષાણ પાદુકા, દેવ અનાગોંદીએ ગયા પછી દેવને હું પાછા લઇ આવીશ, એવું ભક્તજનોને આશ્વાસન આપી શ્રી વિઠ્ઠલની એ પાદુકાના ભક્ત જનોનાં દર્શન માટે શ્રી ભાનુદાસે સ્થાપના કરેલી છે. ગણપતિ, સરસ્વતી, અષ્ટભુજા મહિષાસુર મર્થિની, ગારાના ગણપતિ, સિદ્ધિ વિનાયક તથા દશમા કાનુપાત્રા આવે છે. આ કાનુપાત્રાપર તરટીનું વૃક્ષ શોભી રહ્યું છે.

## ૧૧ શ્રીવ્યંકટેશનું મંદિર.

એ મંદિર બહુ જ નાનકડું છે. એમાં શ્રીવ્યંકટેશની ગંડકી શિલામાંથી બનાવેલી શંખ, ચક્ર, ગદા પદ્મ ધારિણી મૂર્તિ વિરાજેલી છે. એ દેવનાં દર્શનથી ભકતોના સર્વ મનોરથો પૂર્ણ થાય છે. અહીં અશ્વિન શુદ્ધ એકાદશીથી તે શુદ્ધ દશમી (વિજયા દશમી) પર્યંત ઉત્સવ થાય છે. ભૃગુઋષિએ શ્રીવિષ્ણુનાં વક્ષઃસ્થલમાં પાદપ્રહાર કરવાથી રીસાઇને શ્રી રુક્મિણી જ્યારે વૈકુંઠમાંથી નીકળી અહીં આવી પસવા લાગ્યાં, ત્યારે તેમના શોધમાં નીકળેલા શ્રીવિષ્ણુ પણ અહીં આવ્યા અને અનેક પ્રકારનાં યુક્તિયુક્ત ભાષણોથી રુક્મિણીને મનાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ લક્ષ્મી રુક્મિણીએ કાંઇ પણ ઉત્તર ન દીધું. રુક્મિણી કાંઇ બોલતી નથી, તેમજ પોતાની સાથે વૈકુંઠમાં પણ પાછી આવતી નથી, એવો પ્રકાર જોઇ શ્રીવ્યંકટેશ પણ અહીં જ રહ્યા. એ જ કારણથી અહીં લક્ષ્મી વ્યંકટેશનાં મંદિરો પણ ભિન્ન છે. વ્યંકટેશની ડાબી બાજુએ લક્ષ્મીનું દેવાલય છે. વ્યંકટેશના નામે જે માનતા કરી હોય, તે લક્ષ્મીના મંદિરમાં ઉતારી હોય, તોપણ ચાલે છે અને તે તેટલું જ ફળ આપનારી થાયછે.

૧૨ ગણપતિઃ—એ ગણપતિ શ્રીવ્યંકટેશની જમણી બાજુએ પ્રદક્ષિણાના માર્ગમાં આવેલા છે.

૧૩ લક્ષ્મીનું દેવાલયઃ—એ દેવાલય શ્રીવ્યંકટેશની ડાબી બાજુએ આવેલું છે અને એ મંદિરમાં ગારાંની શિલાની બનાવેલી અત્યંત સુંદર લક્ષ્મીની મૂર્તિ વિરાજમાન થયેલી છે. એનાં દર્શનથી દારિદ્રય નષ્ટ થાય છે અને એ દેવીની ષોડશોપચારવડે પૂજા કરવાથી ઇચ્છિત મનઃકામના પૂર્ણ થાય છે. કોલ્હાપૂર નિવાસિની જગદમ્બિકા તથા એ સ્થાન બન્ને એક જ છે, એમ મનાય છે. કારણ કે, જ્યારે શ્રી ભૃગુઋષિએ શ્રીવિષ્ણુના વક્ષઃસ્થલમાં પાદપ્રહાર કર્યો, તે વખતે કોપવાને બદલે શ્રીવિષ્ણુ તેમનો સત્કાર જ કરવા લાગ્યા અને એ સ્થાન પોતાનું હોવાથી લક્ષ્મીને ઘણો જ ક્રોધ વ્યાપ્યો. તેથી લક્ષ્મી વૈકુંઠને ત્યાગી આ સ્થળે આવી રહ્યાં તે પ્રથમ કરવીરક્ષેત્રમાં આવ્યાં અને ત્યારપછી અહીં નિરંતરનો નિવાસ કર્યો. કરવીર, તે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રનું બહિર્દ્વાર છે અને તેથી પ્રથમદ્વારમાં પ્રવેશ કીધા પછી જ અંતર્ભાગમાં પ્રવેશ કરી શકાય છે, એ સર્વ વિશ્રુત છે. અર્થાત્ દ્વારનું માહાત્મ્ય અધિક છે.

## पांडुरंग माहात्म्य अध्याय १०

करवीरपुरं नाम पश्चिमद्वारमीरितम् ।

शोभितं गोपुरापट्टं प्रासादप्रहतोरणैः ॥ ४८ ॥

૧૪ અન્નપૂર્ણા, એ દેવી લક્ષ્મીના દેવાલયમાં જ છે. શ્રીકાશી ક્ષેત્ર નિવાસિની જે અન્નપૂર્ણા દેવી, તે એ જ. એનાં દર્શનનો નિત્ય લાભ લેનારના કુળમાં કોઈપણ કાળે અન્ન ( ખાવા ) ની ચિંતા ઉપજતી નથી. ૧૫ નારદ. ( એ નારદ બાજીરાવના ગોખલામાં છે ) તથા તેના આગળના બીજા દેવો મંદિરમાંના નાના મોટા ગોખલા કે બીજા તેવા ભાગોમાં બિરાજેલા છે. ૧૬ બાળકૃષ્ણ. ૧૭ રામેશ્વર. રામેશ્વરમાં જે શિવલિંગ છે તે જ અહીં છે. ૧૮ ખંડોબા. ૧૯ નાગોબા. ૨૦ શ્રીવિષ્ણુ, એ મૂર્તિ આરસપત્થરમાંથી બનાવેલી અને ચતુર્ભુજ છે. તે અત્યંત રમણીય અને સુંદર છે. ૨૧ મહિષાસુરમથિની. ૨૨ કાલિયામર્દન. ૨૩ રામ લક્ષ્મણ, શ્રીહનુમાન, સીતાના શોધમાટે શ્રીરામચંદ્ર અહીં આવીને પછી જ લંકાપ્રતિ ગયા હતા. ૨૪ સૂર્યનારાયણ. ૨૫ ગણપતિ. ૨૬ રાધિકા, એ દેવાલય નાનું છે. અહીં રાધાની પ્રતિમા છે. જે દેવીને પ્રભુ શ્રીવિષ્ણુના ખોળામાં બેઠેલી જોઈ રીસાઈ રુકિમણી શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આવી રહી, તે રાધા દેવી એ જ. ૨૭ સત્યભામા, એ દેવીનું દેવાલય રાધિકાના મંદિરની પાસે જ આવેલું છે અને એનાં દર્શન અવશ્યં કરવાનું કહેલું છે.

आदिशक्तिः भक्तजनार्तिहंत्री ।

प्रणतवांछितफलदात्री जगज्जननी ॥

# ૨૮ શ્રીરુક્મિણી દેવી.

હાલમાં ચાલતા આ કળિયુગમાં પાપકર્મોમાં મચેલા, આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રિવિધ દુઃખથી પીડાયલા, દીન, મૂઢ તથા જડબુદ્ધિવાળા મનુષ્યોને જોઈ દયા ઉત્પન્ન થવાથી તેમનો ઉદ્ધાર કરવામાટે શ્રીકૃષ્ણ રાધાને અંકમાં લઇ બેઠાછે, જે જોઇ કોપના નિમિત્ત રુકિમણી અહીં આવી તપ કરતાં બેઠાં અને શોધમાટે આવેલા શ્રીવિષ્ણુને પણ ભક્ત પુંડરીક-દ્વારા પાપીજનોના લાભમાટે અહીં રખાવ્યા. એવી શ્રીજગદંબિકા રુકિમણી દેવીનાં દર્શન કરવાથી સર્વ પાપોનો નાશ થાય છે તથા ઇચ્છિત મનોરથો સિદ્ધિ થાય છે. તેમ જ શ્રી રકિમણીનાં દર્શનથી આ ભુલોકમાં જેટલાં જગદંબાનાં સ્થાનો છે, તે સઘળાંના દર્શનનું ફળ મળી શકે છે. મંગળવાર, શુક્રવાર, અષ્ટમી તથા પૂર્ણિમાને દિવસે એ દેવીના પૂજનનું વિશેષ ફળ કહેલું છે. શ્રી રુકિમણી દેવીની પંચામૃત પૂજા, અલંકાર પૂજા તેમ જ વસંત આદિ ઋતુકાલને યોગ્ય એવા ઉપચારોથી કરેલી પૂજાથી વિશેષ પુણ્ય ફળ મળી શકે છે, એમ નિશ્ચયથી કહેલું છે. એટલામાટે પોતપોતાની શક્તિ પ્રમાણે જગદંબિકાનું પૂજન કરવું. અહીં આશ્વિન શુદ્ધ પ્રતિપદાથી તે પૂર્ણિમા સુધી મોટો ઉત્સાહ યુક્ત ઉત્સવ થયા કરે છે.

૨૯ અશ્વત્થ, એ વૃક્ષ શ્રીરકિમણી દેવીની સામે છે. ૩૦ ગણુપતિ. ૩૧ કાશીવિશ્વેશ્વર, એ મહાદેવનું સ્થાન બાર જ્યોતિર્લિંગમાંનું છે. ૩૨ શાકંબરી એ દેવી કાશીવિશ્વેશ્વરની સામે વિરાજેલી છે. ૩૩ શ્રીલક્ષ્મી નારાયણ. ૩૪ કાળભૈરવ. ૩૫ મહાદેવ. ૩૬ દત્તાત્રય. ૩૭ નૃસિંહ, એ મૂર્તિ ઘણી જ દિવ્ય છે અને એની સામે ભક્તવર્ય પ્રલ્હાદ વિરાજેલા છે. એ નૃસિંહ દર્શનથી પાપ નડતું નથી. સમગ્ર પાપોનો નાશ થાય છે. પૂજનથી ઇચ્છિત મનઃકામના પૂર્ણ થાય છે તથા શનીવારે આવેલી ચતુર્દશીને દિવસે એ નૃસિંહનાં પૂજન કરવાથી વધારે ફળ થાય છે. એ પ્રમાણે ચાલુ છ માસ સુધી પૂજન કરવાથી પિશાચ-બાધા દૂર થાય છે. ૩૮ ચોર્યાસી. ૩૯ નરસોબા. ૪૦ ગણુપતિ, સરસ્વતી. ૪૧ હનુમાન (મારુતિ) એ હનુમાનની સ્થાપના શિવાજી રાજાના પૂજ્ય ગુરુ શ્રીસમર્થ રામદાસ સ્વામીને હાથે થયેલી છે. કારણ કે અહીં આવ્યા પછી શ્રીવિઠ્ઠલ નાથનાં દર્શન જતાં તેમનાં મનમાં શંકા ઉપજી, અર્થાત્ પોતે રામના એકનિષ્ઠ ભક્ત હોવાથી બીજા દેવનાં દર્શન કેમ કરવાં, એવી તેમને ભીતિ થઇ. પરંતુ કેટલાક શિષ્યોના આગ્રહથી તેમને આગળ ચાલવું પડયું અને ત્યાં તેમને શ્રીવિઠ્ઠલનાથે રામરૂપથી દર્શન આપ્યાં. (એના આધારભૂત રામદાસ ચરિત્રનાં અભંગો નીચે આપેલાં છે.

येथें कां रे उभा रामा, मन मोहन मेघश्यामा । कायकेली अयोध्यापुरी, येथें वसविली पंढरी ॥ कायकेली सरयू गंगा, येथें आणिली चंद्रभागा ॥ काय केलें वानरदळ, येथें मिळविलें गोपाळ ॥ काय केला कपि नायक, येथें आणिला पुंडरीक । धनुष्यबाण काय केले, कां कर कटावरी ठेविले ॥ काय केली सीताबाई, येथें राही रखुमाई । रामे रामदास भावें, तैसा होय पंढरीराये ॥

" હે મનમોહન મેઘશ્યામ શ્રીરામ ! આપ અહીં કેમ ઉભા છો ? આપની અયોધ્યાપુરી કયાં ગઇ કે વિઠ્ઠલનાથ ક્ષેત્ર વસાવવાની આવશ્યકતા થઇ ? શું આપની સરયૂગંગાનો વિલય થયો કે અહીં તમારે હાથે ચંદ્રભાગાનો ઉદય થયો ! આપનું વાનર દળ કયાં ગયું, કે જેથી આપને ગોવાળીઆઓનું દળ મેળવવુ જરૂરનું થયું ? કપિનાયક શ્રીહનુમાન આપના પરમ ભક્ત કયાં ગયા કે, જેથી-આપ ભક્ત પુંડરીકને વશ થયા ? ધનુષ્યબાણુ પણુ નથી દેખતાં, તેથી હાથ કમર પર રખાયલા છે અને સીતાને સ્થાને રુકિમણી રાણી મનાયલાં છે. રામદાસનો જેવો શ્રીરામમાં ભાવ છે, તેવો જ શ્રીવિઠ્ઠલનાથમાં પણુ થાઓ ! "

શ્રીવિઠ્ઠલનાથે એવી રીતે રામરૂપે દર્શન દેવાથી રામદાસના મનમાં એવી ઇચ્છા થઇ કે, " અહીં હનુમાનની સ્થાપના તો અવશ્ય થવી જોઇએ. " અને ત્યાર પછી ગરુડથી જરાક આગળ જે હનુમાનનું મંદિર છે, તેમાંની હનૂમાન મૂર્તિની શ્રીરામદાસે સ્થાપના કરી. ૪૨ ગરુડનું દેવાલય નાનું છે. એમાં શ્રીગરુડની મૂર્તિ છે અને તે ઉભી તથા બન્ને હાથ જોડી રહેલી છે. એનું દર્શન અવશ્ય કરવું. ૪૩ કાન્હયા હરિદાસની સમાધિ. ( એ હરિદાસને શ્રીવિઠ્ઠલનાથનો સાક્ષાત્કાર થયેલો હતો. ) ૪૫ મુકિતમંડપમાંના ગણુપતિ ( નગારખાનાની નીચેનાં ગણુપતિ. ) ૪૬ તેત્રીશ કરોડ દેવો. ૪૭ તેત્રીસ કરોડ દેવોની સામેના હનુમાન ૪૮ તેત્રીશ કરોડ દેવોપાસેનું વટવૃક્ષ, એ વટવૃક્ષ વિશે શ્રીપાંડુરંગ માહાત્મ્યમાં આ પ્રમાણે પ્રમાણુ છેઃ—

यत्रास्ति च सुन्यग्रोधः सर्वदेवमयो महान् ।
अतः संस्मरणीयोऽसौ शर्वपापांतकः सदा ॥ ७ ॥
एत.द्दशं वटं पुण्यं यः समाश्रित्य भामिनि ।
करोति पितॄणां श्राद्धं तदक्षय्यफलं लभेत् ॥ ११ ॥

पूर्वजन्मार्जितैः पुण्यैर्लभ्योऽयं वटनायकः ।

तत्रापि श्रीहरेः पूजा तस्यासन्ने सुदुर्लभाः ॥ १२ ॥

એ વટવૃક્ષ સર્વ દેવરૂપી છે. એનાં દર્શન કરવાથી અથવા તો સ્મરણથી સર્વ પાતકોનો નાશ થાય છે. એવા એ ઉત્તમ વટવૃક્ષનો આશ્રય કરી પિતરોના ઉદ્દેશથી શ્રાદ્ધ કર્યું હોય, તો તે નક્કી અક્ષય્ય થાય છે. પૂર્વ જન્મમાં મહાન પુણ્ય પ્રભાવથી જ એ વૃક્ષનું દર્શન થઇ શકે છે. એવા એ અદ્વિતીય વટવૃક્ષ સમક્ષ આવેલી વિષ્ણુ મૂર્તિ એટલે શ્રીવિઠ્ઠલનાથની જો શ્રદ્ધાથી પૂજા કરવામાં આવે, તો અવશ્ય જન્મનું સાફલ્ય થયેલું સમજવું. એ વટનું દર્શન અને પૂજન અવશ્ય કરવું.

## ૪૯ નામદેવની પાયરી.

એ પાયરી વિશે એવી આખ્યાયિકા છે કે, પૂર્વે નામદેવે શ્રીવિઠ્ઠલનાથ પાસથી એવું વરદાન માગ્યું કે, "હે પરમાત્મન્, મને તમારું વૈકુંઠ પદ પણ નથી જોઇતું, તેમ જ ઇન્દ્ર પદની પણ ઇચ્છા નથી. માત્ર આ ક્ષેત્રમાં યાત્રાનિમિત્તે આવનારા સર્વ ભક્તજનોની પદરજનો મને સ્પર્શ થાય, એવું સ્થાન મને આપો. શ્રીવિઠ્ઠલનાથે "તથાસ્તુ" કહી હાલ જ્યાં પાયરી છે, તે ભૂમિના ભાગ તરફ દષ્ટિ કરી, એટલે તે ક્ષણે જ જમીન બે ભાગમાં વહેંચાઇ ગઈ ત્યાં ખાડો પડી ગયો. પ્રભુએ નામદેવને કહ્યું "હે નામા ! તને હું આ ભૂમી આપું છું. તારા કહેવા પ્રમાણે મારાં દર્શન માટે આવનારા સર્વ ભક્તજનોની પદરજનો તને સ્પર્શ થયા કરશે." શ્રીપરમાત્માનાં આવાં વચનો સાંભળી પરમાત્માને નમસ્કાર કરી ભક્ત-શ્રેષ્ઠ નામદેવે તે ફાટેલી જમીનમાં ભુસ્કો માર્યો અને તેની પાછળ તેનું અનુયાયિ મંડળ પણ તે ખાડામાં કૂદી પડયું અને સર્વ લોકોના જોતાં જ તે ભૂમિભાગ પૂરાઇને પાછો જેવો હતો, તેવો જ સપાટ થઇ ગયો. એ બનાવ શકે ૧૨૬૮ ના આષાઢ વદ્ય ત્રયોદશીને દિને બન્યો. નામદેવ જે સ્થળે પોતાના શિષ્ય મંડળસહિત ભૂમિમાં સમાયા હતા, ત્યાં સર્વ લોકોએ પૂજા માટે પાયરી બાંધેલી છે અને તેને જ "નામદેવની પાયરી" ના નામથી ઓળખવામાં આવે છે. યાત્રિકે એનું દર્શન અને પૂજન અવશ્ય કરવું જોઇએ.

એ પ્રમાણે શ્રીવિઠ્ઠલનાથના દેવાલયમાં દેવોની વ્યવસ્થા છે. એટલા માટે પોતાની શક્તિ પ્રમાણે દક્ષિણાદિ સમર્પણ કરીને એ સર્વ દેવોના દર્શનનો લાભ લેવો. તેમ જ શ્રીવિઠ્ઠલનાથને પણ દક્ષિણાદિક સમર્પણ કરીને તેનાં દર્શન કરવાં. શ્રીમંત ધનિક મનુષ્યે શ્રીવિઠ્ઠલનાથની પંચામૃત પૂજા, અલંકાર પૂજા, તથા વસંત આદિ ઋતુઓને યોગ્ય ઉપચારોવાળી પૂજા કરવી. કારણ કે એનું

ઘણું જ માહાત્મ્ય કહેલું છે. આના પ્રમાણરૂપ શ્રીસ્કંદ પુરાણાન્તર્ગત વિઠ્ઠલનાથ માહાત્મ્યમાં આ શ્લોકો આપેલા છે.

पंचामृतैरिक्षुरसैः स्नाप्य कस्तूरिमिश्रितैः ॥

संपूज्य प्राप्नुयात्कामानिह नास्त्यत्र संशयः ॥ १ ॥

પંચામૃતથી તેમ જ ઇક્ષુના-રસવડે અને કસ્તુરી મિશ્ર પાણીથી શ્રીવિઠ્ઠલનાથની પૂજા શ્રદ્ધાપૂર્વક કરી હોય તો ઇચ્છિત મનોરથો તત્કાલ પૂર્ણ થાયછે.

# वसंतादिक ऋतुकालनी पूजानो निर्णय.

સ્કંદ પુરાણાન્તર્ગત પાંડુરંગ માહાત્મ્ય અધ્યાય ૩ જા માંના શ્લોકોઃ—

वसंते पांडुरंगं तं तत्कालकुसुमैः शुभैः ।

पूजयेच्चंदनैर्दिव्यैः श्वेतवस्त्रैः सुकोमलैः ॥

उच्चावचैः फलैर्लेह्यैरपूपैः शर्करान्वितैः ।

इष्टान्कामानिह प्राप्य सायुज्यं लभते नरः ॥

વસંત ઋતુમાં વસંત કાલમાં ઉદ્ભવતા પુષ્પોથી, ચંદનથી, શ્વેતમૃદુ વસ્ત્રોથી તથા ઉત્તમ ઉત્તમ ફળોથી શ્રીવિઠ્ઠલનાથની પૂજા કરનાર મનુષ્યને આ લોકમાં ઇચ્છિત સુખો મળે છે તથા મરણ પછી વૈકુંઠ લોકની પ્રાપ્તિ થાયછે.

ग्रीष्मे मिभिषेकैश्च मारुतैर्मल्लिकादिभिः ।

क्षीरस्नानैः प्रशस्तैश्च कर्पूरो शिरचंदनैः ॥

अनुलेपैः क्षोमकाद्यैर्वस्त्रैश्चान्यैः सुशोभनैः ॥ ८ ॥

एवं संपूज्य विधिवदभीष्टं लभते फलम् ॥

शरदतौ तु देवस्य तत्कालकुसुमैः शुभैः ॥

शिशिरे देवदेवस्य स्नानैरभ्यंगकैरपि ॥

संपूज्य देवदेवेशं वांच्छितार्थान् लभेद् ध्रुवम् ॥

ગ્રીષ્મઋતુમાં શ્રીવિઠ્ઠલનાથને અભિષેક કરવો, વાયુ ઢોળવો, મોગરાનાં એક લાખ પુષ્પો ચડાવવાં, દૂધથી સ્નાન કરાવવું, ચંદનો લેપ કરવો, એ પ્રમાણે પૂજા કરવાથી ઇચ્છિત મનોરથો તત્કાલ પૂર્ણ થાય છે. શરત ઋતુમાં શરત કાલમાં ઉત્પન્ન થતાં ફુલોથી પૂજા કરવી, તેમ જ શિશિર ઋતુમાં અભ્યંગ સ્નાન કરાવીને પૂજા કરવી. એ પ્રમાણે જે જે ઋતુમાં જે જે યોગ્ય ઉપચાર હોય, તે તે સમર્પણ કરીને પુજા કરવી. એટલે ઇચ્છિત મનઃકામના સત્વર પૂર્ણ

થાય છે. જે પ્રમાણે શ્રીવિઠ્ઠલનાથની પૂજાનો વિધિ કહેલો છે, તે પ્રમાણે જ રુક્મિણી દેવીની પણ પૂજા કરવી. કારણ કે, શ્રીવિઠ્ઠલનાથની પૂજાથી જે ફળ કહેલું છે, તે જ ફળ શ્રીરુક્મિણી દેવીની પૂજાથી પણ મળી શકવાનું કહેલું છે,

## શ્રીવિઠ્ઠલનાથ સમક્ષ કરેલાં કીર્તનાદિ ફળનો વિચાર.

શ્રીવિઠ્ઠલનાથ સમક્ષ ભક્તિથી ગદ્‌ગદ થયેલી વાણીવડે ભગતવના ગુણાનુવાદમય કીર્તન કરતાં જે ભક્તિમાં લીન થઇ નૃત્ય કરે છે, તે સૂર્ય મંડળને પણ ભેદી શકે છે. જ્ઞાની મનુષ્ય હોય કિંવા અજ્ઞાની હોય, તો પણ રંગ શિલાનો (વિઠ્ઠલનાથની સામે ગરુડ સ્તંભ પાસેની શિલાનો) આશ્રય કરવાથી તે કૃતકૃત્ય અને પુણ્ય પાપરહિત અર્થાત્ નિર્લેપ જ્ઞાની થઇ જાય છે. રંગ શિલાનો આધાર લઇ જે ભક્તિથી વિષ્ણુની સેવા કરે છે, તે ક્ષણના પણ અર્ધ ભાગ જેટલા સમયમાં જ મુક્ત થઇ શકે છે.

इतिहासपुराणानि यः पठेद्देवसंनिधौ ।
स याति परमं स्थानं विष्णोरेव न संशयः ॥
केदारजलपानाच्च सोमपानाच्च नारद ।
अधिकं पुण्यमाप्नोति विष्णुपादोदकं पिबन् ॥ ४० ॥
उच्छिष्टभोजनात्तस्य महाविष्णोर्महात्मनः ।
अनंतफलमाप्नोति दुर्लभं यत्सुरैरपि ॥ ४१ ॥
विष्णुपादोदकं पीत्वा भुक्त्वा तदुक्तशेषकम् ।
यां गतिं यांति मनुजा न तां यांति क्रतूत्तमैः ॥ ४२ ॥

શ્રીવિઠ્ઠલનાથનાં તીર્થ (ચરણામૃત) નું પ્રાશન કરવાથી જે પુણ્યની પ્રાપ્તિ થાય છે, તે પુણ્ય શુદ્ધ ગંગોદક (ગંગાજળ) અને સોમપાન કરવા કરતાં પણ વિશેષ છે. શ્રીવિઠ્ઠલનાથને નૈવેદ્ય અર્પણ કરીને બાકી જે પ્રસાદ બચે, તેનું ભક્ષણ કરવાથી જે ફળ મળે છે, તે ફળ દેવોને પણ દુર્લભ છે. વિષ્ણુનું ચરણામૃત અને તેનો પ્રસાદ એ બેના પ્રાશનથી જે ગતિને મનુષ્ય મેળવી શકે છે, તે ગતિ અશ્વમેધાદિ યજ્ઞોવડે પણ મેળવી શકાતી નથી. એ પ્રમાણે શ્રીવિઠ્ઠલનાથના નિત્યોપચાર દર્શનનું પુણ્ય ઘણું જ મોટું ફળ કહેલું છે. તેથી જ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં વસનારા લોકોએ તથા બહારથી આવતા યાત્રાળુઓએ અવશ્ય એ પુણ્ય કર્મો આચરવાં જોઇએ.

## શ્રીવિઠ્ઠલનાથના નિત્યોપચાર.

# काकडारती.

બ્રહ્મ મુહૂર્તમાં એટલે પ્રાત:કાળે ચાર વાગ્યાને વખતે:—

उत्तिष्टोत्तिष्ट गोविंद उत्तिष्ठ गरुडध्वज ।
उत्तिष्ट कमलाकांत त्रैलोक्यं मंगलं कुरु ॥

એ પ્રમાણે પ્રાર્થના કરીને પ્રભુને જાગૃત કરવામાં આવેછે. એ વખતે શ્રીવિઠ્ઠલનાથનાં દર્શન માટે આવેલા ગામના તેમ જ બહારના લોકોની ઘણી જ ભીડ થાય છે; કારણ કે, કાકડારતીના વખતે પ્રભુનાં દર્શન કર્યાં હોય તો બ્રહ્મહત્યાદિક દોષોની પણ નિવૃત્તિ થઇ જાયછે, એવું એ આરતીનું માહાત્મ્ય કહેલું છે.

# स्कंद पुराण.

नीरांजने महाविष्णोर्मुखं चंद्रसमाननम् ।
मंदास्मितसमायुक्तं स्मरस्यापि विमोहकम् ॥
नराणां पश्यतां पुण्यमहिमानं महामते ॥ २१ ॥
न जानेऽहं नाऽपि दवाः पुराणानि न योगिनः ।
ब्रह्महत्यादिपापानां विनाशस्तु भवेद्ध्रुवम् ॥
ब्रह्मणो मम विष्णोश्च प्रियास्ते नरसत्तमाः ॥

પ્રાત:કાલમાં શ્રીવિઠ્ઠલનાથની કાકડારતી થાય છે. તે સમયે જે મનુષ્ય શ્રી પાંડુરંગ ( વિઠ્ઠલનાથ ) ના મંદહાસ્ય યુક્ત તથા મદનને પણ મોહિત કરનાર એવા વદનકમળનું દર્શન કરે છે અને તેનાથી જે પુણ્ય મળે છે, તે પુણ્ય ફળના મહિમાને હું, દેવો અને યોગીઓ પણ જાણતા નથી. એનાથી બ્રહ્મહત્યાદિ પાતકો પણ નષ્ટ થાય છે. શંકર કહે છે કે, તે મનુષ્ય મને, બ્રહ્મદેવને તેમ જ વિષ્ણુને પણ ઘણા જ પ્રિય થઇ પડે છે.

# पंचामृतपूजा.

એ પ્રમાણે કાકડારતીની સમાપ્તિ થયા પછી શ્રીવિઠ્ઠલનાથની પંચામૃત સ્નાનથી પૂજા કરવામાં આવે છે અને એ સમયે શ્રીવિષ્ણુની મૂર્તિ ગોકુળમાં વર્ણવેલી બાલ મૂર્તિ જેવી જ દેખાયછે.તેમ જ વક્ષ:સ્થલમાંનું ભૃગુલાંછન, હસ્તમાંના

શંખ, ચક્ર તથા કમરપર ખેતરોમાં ગાયો ચરાવતી વેળાએ ખાવા માટે બાંધી સીવેલી ખાવાની પોટલી અને હાથમાં લાકડી ઇત્યાદિ સર્વ ચિન્હો એ વખતે દર્શન કરનારના જોવામાં આવે છે. એ સમયની મૂર્તિનાં દર્શન કરનારને દેવાદિકોને પણ દુર્લભ અને યોગીજનોને ધ્યાન ધરવા યોગ્ય એવું ઉત્કૃષ્ટ પ્રભુનું સ્વરૂપ દેખાયછે. પદ્મ પુરાણમાં કહેલું છે કેઃ—

दृष्ट्वा मुग्धाननं यांति तत्पदं तमसः परम् ॥

એ વખતે જે મનુષ્ય અત્યંત સુંદર દેખાતા ભગવાનનાં મુખકમલને અવલોકે છે, તે મનુષ્ય જ્યાં માયાની પ્રબલતા નથી માયાનો સંબંધ નથી, એવા તત્પદ વાચ્ય બ્રહ્મ લોકને પામે છે. વ્યાધિને વામે છે.

મધ્યાન્હ પૂજાઃ—બપોરને વખતે શ્રીવિઠ્ઠલનાથના પગ ધોઇ તેનાપર સૌગંધિક પદાર્થોનું લેપન કરી ધૂપ દીપ કરીને તેમને પંચ પકવાનાત્મક રાજભોગ નૈવેદ્ય સમર્પણ કરવામાં આવે છે.

ત્રીજા પહોરની પૂજાઃ—ત્રીજા પહોરે, પ્રાતઃકાળની પૂજાને વખતે શ્રીભગવાન્ વિઠ્ઠલને પહેરાવેલાં વસ્ત્રો ઉતારી, નૈવેદ્ય સમર્પણ કરી બીજાં ઉત્તમ વસ્ત્રો પહેરાવે છે. એ વખતે શ્રીવિઠ્ઠલ મૂર્તિ તરુણાવસ્થામાં હોયની, એવી પ્રેક્ષણીય જણાય છે.

सोपहारं हरिं दृष्ट्वा यांति विष्णोः सरूपताम् ।
महापातकिनोऽपि स्युः सत्सेव्याः सज्ज्ञानेपमाः ॥

નૈવેદ્ય અર્પણ કરાયલું છે જેને, એવા પરમાત્માનાં જે દર્શન કરે છે, તે સકલ પાતકોથી મુક્ત થઇ સંસારસાગરને તરે છે અને વિષ્ણુ લોકમાં વિચરે છે

ધુપાર્તિઃ—સાયંકાળે શ્રીવિઠ્ઠલ ભગવાનની ધૂપાર્તિ કરવામાં આવે છે અને એ વખતે ગામના તથા બહારના ભાવિક જનોની મંદિરમાં દર્શન માટે ઘણી જ ભીડ થાય છે.

धूपकाले हरेर्वक्त्रं धूपधूम्रं सुखावहम् ॥ १८ ॥
चारुहास्यं पश्यतोऽहं पुण्यसंख्यां ब्रवीमि ते ॥ १९ ॥
यत्फलं राजसूयानां सहस्त्रेण भवेद् ध्रुवम् ।
तत्फलं प्राप्य मनुजो मोदते हरिमंदिरे ॥

સાયંકાળને સમયે ધૂપ કરી ધુપના ધૂંવાડાથી યુક્ત એવા સુંદર શ્રીવિઠ્ઠલનાથનાં મુખકમલનું જે દર્શન કરે છે, તેની પુણ્યસંખ્યાનું હું કથન કરું છું.

એક હજાર રાજસૂય યજ્ઞો કરવાથી જે ફળની પ્રાપ્તિ થાય છે, તે સર્વ ફળ એનાથી મળે છે અને અંતે તે વિષ્ણુ લોકમાં જઇ સુખે નિવાસ કરે છે.

શય્યા આરતીઃ—રાતના અગિઆર વાગ્યાને સુમારે શ્રીપ્રભુની શય્યા આરતિ કરાય છે અને ત્યાર પછી પૂજારી વગેરે સેવક મંડળ પોતાને ગૃહે ધારે છે. તે વખતે શ્રીવિઠ્ઠલનાથને સૌગંધી કુસુમોની પુષ્કળ માળાઓ ગજરાં, તૂરા, શિરપેચ તથા કલગી વગેરેથી શૃણગારી નૈવેદ્ય સમર્પણ કરી તેની આરતિ કરે છે. એ શય્યા સમયે ભગવન્મૂર્તિ તરફ ગમે એટલી વાર જોયા કરીએ છતાં દર્શનથી મનમાં તૃપ્તિ જ થતી નથી. એ સમયે શ્રીવિઠ્ઠલનાં દર્શનનું પુણ્ય પણ ઘણું જ જબરું કહેલું છે.

પ્રક્ષાલન પૂજાઃ—શય્યા આરતિની સમાપ્તિ પછી દેવાલયનો મુખ્ય અધિકારી શ્રીવિઠ્ઠલનાથના પગ ધોઇ નૈવેદ્ય સમર્પણ કરી, પાંચ આરતિઓ કરે છે. એ વખતના પરમાત્મા વિષ્ણુ વિઠ્ઠલનાથનાં દર્શનથી સમગ્ર પાતકોનો નાશ થાય છે, એમાં લેશમાત્ર પણ શંકાનું સ્થાન નથી.

## શ્રીરૂક્મિણી દેવીના નિત્યોપચાર.

## काकडारती.

શ્રીવિઠ્ઠલનાથ પ્રમાણે જ પ્રભાતમાં ચાર વાગે પ્રાર્થના કરીને શ્રી રુક્મિણી દેવીને જાગૃત કરે છે અને ત્યારપછી કાકડારતી થાયછે. એ વખતે દૂધનો અભિષેક અને પંચામૃત પૂજા કરવામાં આવે છે. પ્રભાતમાં દર્શન કરવા માટે ગામના તેમ જ પરગામના લોકોની અહીં ઘણી જ ભીડ થાય છે. કારણ કે, રુક્મિણી દેવીનાં પ્રભાતમાં કરેલાં દર્શનનું બહુ જ મોટું પુણ્ય કહેલું છે.

બપોરે પંચ પક્વાન્નાત્મક રાજભોગ નૈવેદ્ય દેવીને અર્પવામાં આવે છે અને ત્રીજા પહોરે સવારના વસ્ત્રો ઉતારીને બીજા નવીન વસ્ત્રોથી પ્રતિમાને શૃંગારવામાં આવે છે. સાયંકાળે ધૂપાર્તિ થાય છે અને તે વખતે વિઠ્ઠલનાથ પ્રમાણે અહીં પણ દર્શનાર્થી લોકોનો સારો સમુદાય એકત્ર થાય છે.

રાત્રિના દશ અગિયાર વાગ્યાને વખતે શય્યા આરતી કરાય છે. એ વેળાએ શ્રીવિઠ્ઠલનાથ પ્રમાણે જ પુષ્પોના નાના પ્રકારના અલંકારોથી દેવી શૃંગારાય છે અને એ પ્રત્યેક વેળાના દર્શનનું ઘણું જ સારું પુણ્યફળ મળે છે, એમ કહેવાય છે. પ્રત્યેક વેળાએ શ્રીરુક્મિણી દેવીની મૂર્તિ ઘણી જ સુંદર અને પ્રેક્ષણીય દેખાય છે, રુક્મિણી દેવીના પૂજારીઓ ઉત્પાત છે અને દેવીનો સર્વ અધિકાર તેમના સ્વાધીનમાં જ છે. શ્રીવિઠ્ઠલનાથની કાકડારતી વગેરે ઉપચારયુક્ત દર્શનથી

જે પુણ્ય કહેલું છે, તે જ પુણ્ય ફળની જગજ્જનનીના ઉપચારથી પણ પ્રાપ્તિ થઇ શકે છે, એવું શાસ્ત્રોમાં વર્ણવેલું છે અને તે સત્ય છે.

# कालभैरव.

विष्णोरीशानदेशे तु भैरवो भैरवाननः
तिष्ठत्यशेषदुष्टघ्नो भक्तानां संचिकीर्षया ॥
भूतप्रेतपिशाचानां नराणां दुष्टचारिणाम् ।
निग्रहाय महाबाहुः स्थापितस्तत्र विष्णुना ॥ २ ॥
रक्षायां क्षेत्रराजस्य तत्रत्यानां महात्मनाम् ।
आज्ञापितो महासत्वो हरिणा तिष्ठति प्रभुः ॥
तस्मात्सर्वप्रयत्नेन द्रष्टव्यः प्रथमं नरैः ।
अर्चनीयो नमस्कार्यो प्रार्थनीयश्च सर्वदा ॥ ८४ ॥
तमपूज्य हेरः पूजा कृता भवति निष्फला ।
तस्य पूजा हरेः पूजा कर्त्तव्या च विशेषतः ॥ ८५ ॥

કાલભૈરવનું દેવાલય શ્રીવિઠ્ઠલનાથના ઇશાન ભાગમાં મહાદ્વારમાં આવેલું છે. શ્રીવિષ્ણુએ પોતે ક્ષેત્રને ઉપદ્રવ કરનારાઓના નાશ માટે, તેમ જ ભૂત, પ્રેત, પિશાચ તથા દુષ્ટ મનુષ્યોને દંડવા માટે અને એ ક્ષેત્રના સંરક્ષણ માટે અહીં કાલભૈરવની સ્થાપના કરેલી છે. માટે પ્રથમ તો ગમે તે પ્રયત્નથી એ કાલભૈરવનાં દર્શનનો જ લાભ લેવો અને તેનું પૂજન કરવું. એની પૂજા કીધા વિના જ જો વિષ્ણુની પૂજા કરે, તો તે યાત્રાળુની પૂજા નિષ્ફળ જાય છે. તેથી પ્રથમ ભૈરવની પૂજા કરીને પછી શ્રીવિઠ્ઠલનાથની પૂજા કરવી. ક્ષેત્રને ઉપદ્રવ કરનારાઓને દંડ દેવા વિશે સ્કંદ પુરાણાન્તર્ગત શ્રીવિઠ્ઠલનાથ માહાત્મ્યના નવમા અધ્યાયમાં એવી આખ્યાયિકા આપેલી છે કે,-“ પૂર્વે કોઈ એક ગંધર્વ તરુણ સ્ત્રિયો સહવર્ત્તમાન વિમાનમાં બેસી ઉચ્ચ સ્વરથી ગાયન ગાતો શ્રીવિઠ્ઠલનાથના દેવાલયના ઊપરના ભાગમાંથી પસાર થયો. એ ક્ષેત્રપાલ ભૈરવના જોવામાં આવ્યું અને તેથી તેણે મહાકોપથી કુદકો મારી તે વિમાનને હેઠું પછાડયું અને તે ગંધર્વને મહાન્ કોપથી તાડન કરવા લાગ્યો. ભૈરવનુ આવું સાહસ કર્મ જોઇ ભૈરવને અટકાવી શ્રીવિઠ્ઠલનાથે તે મૂર્છિત થયેલા વિદ્યાધરને સાવધ કર્યો, અને ઉઠતાં જ શંખ, ચક્ર, ગદા, પદ્મધારી પીતાંબર વિષ્ણુના અવતારને અવલોકી તે ગંધર્વ ભયભીત થઈ વિષ્ણુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કરદ્વય જોડી

ગદ્‌ગદ વાણીથી નમ્ર પ્રાર્થના કરતો કહેવા લાગ્યો કે.–" હે પ્રભો ! મારા અપરાધની ક્ષમા આપો, હું સર્વ પ્રકારે અપરાધી છું. મારાપર કૃપા કરો." એવી રીતે પ્રાર્થના કરવાથી પ્રભુ પ્રસન્ન થયા અને તે વિમાનમાં બેસી પોતાને માર્ગે પડયો. એટલા માટે ક્ષેત્ર રક્ષણમાટે સ્થાપેલા કાળભૈરવનું દર્શન પ્રથમ કરવું અને પૂજન પણ કરવું. એથી યાત્રા સફળ થાય છે.

વનશંકરી:—એ દેવીને શાકંબરી પણ કહે છે. એ દેવીનું દેવાલય મહાદ્વારમાં છે. અહીં પોષ શુદ્ધ પૂર્ણિમાને દિવસે મોટો ઉત્સવ થાય છે.

મલ્હારી:—એ દેવાલય પણ મહાદ્વારમાંજ વનશંકરીના દેવાલયની પાસે જ છે. અહીં માર્ગશીર્ષ શુદ્ધ ષષ્ઠીને દિને ઉત્સવ થાય છે.

મલ્લિકાર્જુન:—એ બાર જ્યોતિર્લિંગમાંનું એક જ્યોતિર્લિંગ છે. એના પૂજનથી શિવલોકની પ્રાપ્તિ થાય છે.

એકવીરાદેવી:—એ દેવી માતાપુર નિવાસિની જગદંબા છે. એનું સ્થાન ( મંદિર ) પણ મહાદ્વારમાં જ છે.

હનુમાન:—એ દેવાલય પ્રાચીન છે. એનો જીર્ણોદ્ધાર, પાંઢરેના હાથથી થયેલો છે.

કોટેશ્વર:—એ મહાદેવ બિંદુતીર્થ સ્નાનમાં વિરાજે છે. એ પણ બાર જ્યોતિર્લિંગોમાંનું એક ઉત્તમ શિવલિંગ છે.

શ્રીરામનું મંદિર:—એ મંદિર ઘણું જ રમણીય અને પ્રેક્ષણીય છે. એમાં આરસ પત્થરમાંથી કોરી કાઢેલી રામ લક્ષ્મણ અને સીતા એવી રીતે ત્રણ મૂર્ત્તિઓ વિરાજે છે. તેમાં પણ રામની મૂર્તિ ઘણી જ સુંદર છે. એ મંદિરમાં જ અહિલ્યાબાઇની મૂર્તિ પણ બેસાડેલી છે. રામના સમક્ષ પાષાણ મંડપ છે અને તે મંડપમાં એક નાની જેવી દત્તની મૂર્તિનાં દર્શન થાય છે. એની આગળ જ એક બીજો મંડપ છે અને તે મંડપમાં નાનું જેવું હનુમાનનું મંદિર છે, એમાંની હનુમન્‌પ્રતિમા બહુ જ સુંદર છે. એ રામનો ચૈત્ર શુદ્ધ પ્રતિપદાથી તે શુદ્ધ દશમી પર્યન્ત મહાન્‌ ઉત્સવ થાય છે. એ દેવાલય અહિલ્યાબાઇએ બંધાવેલું છે. રામનાં દર્શનથી જેનો ઉદ્ધાર નથી થતો, એવો પાપી આ અવનીતલપર હશે કિંવા નહિ, એની પણ શંકા જ છે.

સોમેશ્વર મહાદેવ:—એ સોરઠી સોમનાથ એ પણ બાર જ્યોતિર્લિંગોમાંનું એક છે. એની પૂજા ઇત્યાદિની વ્યવસ્થા હાલમાં કમિટીતરફથી કરવામાં આવેછે.

મુરલીધરનું મંદિર:—એ મંદિર વિશાલ અને વિસ્તીર્ણ છે અને એમાં કારીગરી પણ ઘણી જ સારી કરેલી છે. એમાં ગોપાલકૃષ્ણની મૂર્તિ વિરાજે છે. એ મૂર્તિની બન્ને બાજૂએ યથાક્રમ રાધા તથા રુક્મિણીની મૂર્તિઓ શોભી

રહી છે. વળી બાયજા બાઇની મૂર્તિ પણ અહીં સ્થાપવામાં આવી છે. એ સર્વે મૂર્તિઓ રમ્ય તથા જોવાલાયક છે. એ મંદિર શ્રીમંત શિંદેએ બંધાવેલું છે. એ મંદિરનો ઉત્સવ શ્રાવણ માસની ગોકુલ અષ્ટમીને દિવસે થાય છે.

અમૃતેશ્વરઃ—એ સ્થાન પણ બાર જ્યોતિર્લિંગમાંનું જ છે. અહીં માઘ વદ ચતુર્દશી–મહા શિવરાત્રિને દિવસે–મોટો ઉત્સવ થાય છે અને તે વેળાએ શ્રી શંકરનો રથ ગ્રામ પ્રદક્ષિણા માટે કાઢવામાં આવે છે. એ શંકરનાં દર્શન કરવાથી સર્વે પાતકોનો નાશ થાય છે.

શ્રીવિઠ્ઠલની ઉત્સવ મૂર્તિઃ—એ મૂર્તિ ખાસગીવાળાના વાડામાં છે. એ મૂર્તિની એક બાજુએ રાધા અને બીજી બાજુએ રુક્મિણી વિરાજી રહ્યાં છે. એ મૂર્તિને રથમાં પધરાવી આષાઢ શુદ્ધ એકાદશી તથા કાર્તિક શુદ્ધ એકાદશીને દિવસે મંગલ વાદ્યોના નાદસહિત મોટા આડંબરથી ગ્રામપ્રદક્ષિણા માટે ચારે બાજુ ફેરવવામાં આવે છે. એ પ્રસંગે માર્ગમાં લોકોની ભીડ એટલી તો હોય છે કે, તિલ નાંખવાની જગ્યા પણ ખાલી નથી રહેતી. રથસ્થ મૂર્તિનાં દર્શન કરવાથી પુનર્જન્મનો ફેરો ટળી જાય છે.

શ્રીદત્તાત્રયની પાદુકાઃ—એ પાદુકા હરિદાસ ઘાટપર છે અને એ પાદુકાની પાછળ અશ્વત્થ તથા ઔદુંબર એ બે વૃક્ષો શોભી રહ્યાં છે. એ પાદુકાનું એક નાનકડું મંદિર પણ છે. અહીં માર્ગશીર્ષ શુદ્ધ પૂર્ણિમા તથા માઘ વદિ પ્રતિપદાને દિવસે ઉત્સવ થાય છે. એ વેળાએ કરેલાં દર્શન તથા પૂજનનું માહાત્મ્ય વિશેષ કહેલું છે.

લખુબાઇઃ—એ સ્થાન ઘણુંજ પુરાતન છે. શ્રીલક્ષ્મીએ અહીં તપ કર્યું હતું અને તેથી એ સ્થાનના દર્શનનું ઘણું જ માહાત્મ્ય કહેલું છે. યોગેશ્વરીનું સ્થાન પણ એ જ છે. એ દેવીની સામે જ લક્ષ્મીતીર્થ આવેલું છે અને તેના વિશે પૂર્વે લખાઇ ચૂક્યું છે. માટે પુનઃપિષ્ટપેષણની આવશ્યક્તા નથી.

તુકાઇઃ—એ દેવી લખુબાઇથી જરાક આગળ ચાલતાં આવે છે. તુળજાપુર નિવાસિની જે શ્રીજગદંબા તે એ જ. એટલામાટે એનાં દર્શન અને પૂજન કર્યાં હોય, તો તેથી તુળજાપુરની જગદંબાનાં દર્શન તથા પૂજન જેટલાં જ પુણ્ય અને ફળની પ્રાપ્તિ થાય છે, એ નિશ્ચયથી માનવું.

શ્રીદત્તાત્રયનું દેવાલયઃ—એ વિપ્ર બોરબનકર વિપ્રે બંધાવેલું છે. એમાં શાલિગ્રામ શિલામાંથી બનાવેલી શ્રીદત્તાત્રયની મૂર્તિ બેસાડેલી છે. એ મૂર્તિ અત્યંત ઉત્કૃષ્ટ છે. કિંબહુના, એ પ્રાંતમાં એવી બીજી મૂર્તિ નથી, એમ કહેવામાં કાંઈ પણ અતિશયોક્તિ કરી નહિ કહેવાય. જે જે કામનાથી એ મૂર્તિનું સેવન કરાય, ભક્તજનોની તે તે કામના તેથી તત્કાલ પૂર્ણ થાય છે. એ દત્તાત્રયનાં

દર્શન કરવાથી પૃથ્વીપટપરની સર્વ દત્તાત્રય મૂર્તિઓનાં દર્શન કરવા જેટલા ફળની પ્રાપ્તિ થાય છે. અહીં માર્ગશીર્ષ શુદ્ધ પૂર્ણિમાને દિવસે મોટો ઉત્સવ કરવામાં આવે છે. દત્તાત્રયના દેવાલયના બાગમાં એક નવીન મહાદેવનું મંદિર હાલમાં બંધાયલું છે.

પંચમુખી હનુમાનઃ—એ હનુમાન દત્તાત્રયની પેલી તરફ આવેલ છે. એની મૂર્તિ ઘણી જ મોટી છે અને તેના પગતળે એક દૈત્ય દબાયલો છે.

યમાઇઃ—એ સ્થાન તે ઔંધની દેવીનું જ સ્થાન છે અને તેથી અહીં કરેલાં દર્શન પૂજનથી ઔંધની દેવીનાં દર્શન પૂજન કરવા જેટલી જ ફળપ્રાપ્તિ થાયછે.

જોતિબાઃ—એ દેવાલય ગામની દક્ષિણ દિશામાં યમાઇ દેવીથી જરાક આણીબાજુ-ઢુકડું આવેલું છે. એ દેવનાં દર્શને રવિવારે ઘણા લોકો જાય છે. ચૈત્ર શુદ્ધ પૂર્ણિમાને દિને અહીં મેળો ભરાય છે.

તાકપીઠિઓ વિઠોબાઃ—(છાશ અને ધાન્યના મિશ્રણથી બનાવેલી રાબ ખાનાર વિઠ્ઠલનાથ). એ દેવ શ્રીવિઠ્ઠલનાથના દેવાલયની પશ્ચિમે અને મંડપનાં ઇશાન કોણમાં આવેલું છે. એ દેવના અહીં આવવા વિશે તથા ઊપર કહેલું નામ પડવા વિશે એવી કથા કહેવામાં આવે છે કેઃ—પૂર્વે પૈટણની રહેનારી એક રમાબાઇ નામની સ્ત્રી હતી. એના ઊપર એકનાથ સ્વામીની કૃપા હતી; તેથી તેના મનમાં શ્રીવિઠ્ઠલનાથની ભક્તિ બહુ જ વસી રહી હતી અને શ્રીવિઠ્ઠલનાથનો તેને સાક્ષાત્કાર પણ હતો. એ હવે પછીના કથા ભાગ ઊપરથી સહજ વાચકોના લક્ષમાં આવી શકશે. રમાબાઇ પોતાનું ગામ છોડી શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આવી વસી હતી અને ત્યાં રાત્ર દિવસ શ્રીવિઠ્ઠલનાથની સેવામાં નિમગ્ન રહ્યા કરતી હતી. એ બાઇનો એવો નિયમ હતો કે, પોતાના ખાવા માટે બનાવેલો કોઇ પણ પદાર્થ હોય પણ તે પ્રથમ શ્રીવિઠ્ઠલનાથને અર્પણ કીધા વિના ખાવો નહીં. એવી રીતે તેના અર્પણ કરેલા પદાર્થોમાંથી ઘેંશ શ્રીવિઠ્ઠલનાથને બહુ જ રુચિકારક લાગતી હતી અને તેથી શ્રીપરમાત્મા વિઠ્ઠલનાથ તેને રોજ કહ્યા કરતા હતા કે, " તારી ઘેંશ મને બહુ જ ગમે છે, માટે મને દરરોજ એ જ જમાડતી જા. " અને તે બાઇ પણ પરમ ભાવિક હોવાથી શ્રીપ્રભુની આજ્ઞાપ્રમાણે દરારેજ સાયંકાળે ભગવાનના ઇચ્છિત પદાર્થનું નૈવેદ્ય કરી તેમને સમર્પણ કરતી હતી. એમ કેટલોક કાળ વીતી જતાં દેહ પ્રારબ્ધ યોગે રમાબાઇ માંદી પડી અને તેથી તે શ્રીવિઠ્ઠલનાથના દેવાલયમાં નિયમપ્રમાણે જઇ ન શકી. તેથી દેવને નૈવેદ્ય પણ મળી ન શક્યું, તેમ જ શ્રીવિઠ્ઠલનાથને નેવેદ્ય અર્પણ કરી ન શકવાથી રમાબાઇએ પોતે પણ અન્નનો ત્યાગ કર્યો અને તેથી બાઇને નકોડા ઉપવાસ પડવા લાગ્યા. એ વેળાએ ભક્તજન ઉદ્ધારક અને દયાળુ શ્રીવિઠ્ઠલ નાથ બીજું રૂપ ધારણ કરીને તેની સારવાર માટે રુકિમણીસહિત તેના ઘરમાં જ

જઇ રહ્યા અને રોજ બાલક પ્રમાણે ચાળા કરતા, ઘેંશ ખાતા " મને હજીપણ દે, બીજી દે " એમ બોલી લીલાથી તેને આનંદ આપવા લાગ્યા. થોડા દિવસ પછી રમાબાઇની પ્રકૃતિ સુધરતાં શ્રીવિઠ્ઠલનાથે કહ્યું કે " હવે અમે જઇએ છિએ. " તે વખતે રમાબાઇએ કહ્યું કે " દેવેશ ! આપ હવે અહીં જ રહો. કારણકે, આગળ પ્રમાણે મારાથી ઘડી ઘડી દેવાલયમાં આવી નથી શકાતું. તેથી જો તમે જશો તો હું ઉપવાસ કરીને મારા પ્રાણ ત્યાગીશ. " એવા એ બાઇના અતિશય આગ્રહને વશ થઇ તે દિવસથી શ્રીજગન્નિવાસ વિઠ્ઠલનાથ ત્યાં જ રહ્યા અને તેની ઘેંશનો આસ્વાદ લેતા રહ્યા. એ કારણથી " ઘેંશ ખાનાર " વિઠ્ઠલનાથ એ નામ લોકોમાં પ્રસિદ્ધ થયું. શ્રીવિષ્ણુ અદ્યાપિ પોતાની અર્ધાંગના રુકિમણી સહવર્તમાન ત્યાં જ વસે છે. એનાં દર્શન કરવાથી સર્વ પાપો નષ્ટ થાય છે. માટે એનાં દર્શન અવશ્ય કરવાં. એના પૂજનથી અનેક જન્મોનાં પાતકો નષ્ટ થાયછે. માટે પૂજન પણ કરવું. એ સ્થળે એક બ્રાહ્મણને જમાડવાથી લક્ષ બ્રાહ્મણોને જમાડયા જેટલા પુણ્યની પ્રાપ્તિ થાય છે અને એ દેવને ઘેંશનું નૈવેદ્ય કરી અર્પ-વાથી પ્રભુ તેને સર્વ પાપોથી મુક્ત કરી વૈકુંઠ ધામમાં પહોંચાડે છે.

શ્રીમહાપ્રભુજીની બેઠકઃ—એ સ્થાન નદીને સામે કાંઠે છે અને તે અત્યંત પવિત્ર તથા સુંદર છે. અહીં એ સ્થાન ઉત્પન્ન થવા વિશે એવી કથા છે કે " જયારે શ્રીમહા પ્રભુ વલ્લભાચાર્ય પૃથ્વી પ્રદક્ષિણા માટે નીકળ્યા ત્યારે વિવિધ પ્રકારનાં અનેક તીર્થોમાં વિચરતા પોતાના શિષ્ય મંડળસહિત અહીં આવી પહોંચ્યા. તે વેળાએ નદીમાં પાણીનું બહુ પૂર હોવાથી તેમનું શિષ્યમંડળ " હવે શ્રીવિઠ્ઠલનાથનાં દર્શને કેમ જઇ શકાય ? " એવા વિચારમાં આવી પડયું. તેથી તેમણે શ્રીમત્ આચાર્યને પૂછ્યું કે " હવે કેમ કરવું. " એના ઉત્ત-રમાં આચાર્યે જણાવ્યું કે, " સંધ્યાવંદન સમાપ્ત થયા પછી એનો વિચાર કરીશ, " એમ કહીને શ્રીમત્ વલ્લભાચાર્ય સંધ્યા કરવા બેઠા અને વંદન કરીને શ્રીવિઠ્ઠલનું ધ્યાન ધરી રહ્યા. એથી ભક્તકામ કલ્પદ્રુમ એવા જે શ્રીવિઠ્ઠલનાથ પરમાત્મા તે પુંડરીક સહિત શ્રીવલ્લભાચાર્ય સમક્ષ આવી ઉભા અને તેથી અચાનક ચારે તરફ દિવ્ય પ્રકાશ ઝળકી ઊઠયો. શ્રીવલ્લભાચાર્ય નેત્રો ઊઘાડી જુવે છે, તો સાક્ષાત્ વૈકુંઠ નિવાસી પરમાત્મા જ તેમના સમક્ષ ઊભેલા છે. આવો પ્રકાર જોઇ મહાન્ હર્ષયુત અંતઃકરણથી શ્રીવિઠ્ઠલને વંદન કરી તેમને આસન આપી શોડષોપચારે તેની પૂજા અને સ્તુતિ આદિ કરવા લાગ્યા. એથી શ્રીવિઠ્ઠલે પ્રસન્ન થઇને " વર માગો, " એમ કહ્યું. પરંતુ વલ્લભાચાર્ય કાંઈ પણ વર માગતા નથી, એવું જોઇ પરમાત્માએ પાછું કહ્યું કે, " તમારા કાશી ક્ષેત્રમાં ગયાં પછી તમને ત્યાં કોઇ કન્યા આપે, તો તેનાથી વિવાહ સંબંધ કરજો, એટલે હું તમારો પુત્ર થઇ અવતરીશ, " એવી આજ્ઞા કરી સર્વ શિષ્યમંડળને દર્શન

આપી શ્રીવિઠ્ઠલનાથ વલ્લભાચાર્યની આજ્ઞા લઇ અંતર્ધ્યાન થઇ ગયા. એ બધો બનાવ નદીને પેલે કાંઠે બન્યો; માટે એ સ્થાન ગામમાં ન થતાં, નદીને પેલે તીરે જ થયેલું છે. શ્રીમત્ મહા પ્રભુ વલ્લભાચાર્યે એક ગુહા કરીને જે સ્થલ સાત દિવસ સુધી ભાગવત સપ્તાહ કર્યો હતો, તે સ્થળે હમણા પણ એક ભોંયરું છે. અને એ જ એમના બેસવાની જગ્યા હતી, તેથી અત્યારે પણ ત્યાં એક ગાદી અને તકિયું રાખીને તેની ભાવપૂર્વક સેવા પૂજા કરવાની પરિપાઠી ચાલુ છે. એ સ્થાનના ઊપરના ભાગમાં કે જ્યાં શ્રીવિઠ્ઠલનાથ પ્રકટ થયા હતા, ત્યાં એક રાધા કૃષ્ણની મૂર્તિ છે. તેનાં દર્શનથી સર્વ પાપો નષ્ટ થાય છે, અને અંતે વૈકુંઠ ધામમાં જવાય છે. જે જે મનઃકામનાથી એ સ્થાને અનુષ્ઠાન કરવામાં આવે છે, તે તે મનઃકામના અવશ્ય પૂર્ણ થાય છે.

## શ્રીવિઠ્ઠલનાથની ત્રણ મૂર્તિઓનું પૂજન.

પુંડરીકને અહીં પોતે ત્રણરૂપે રહેવાનું વચન આપેલું હોવાથી શ્રીવિઠ્ઠલ પરમાત્મા આ ક્ષેત્રમાં ત્રણ રૂપથી રહેલા છે. ( પુંડરીક આખ્યાન જુઓ. )

क्षेत्रात्मा चैव तीर्थात्मा मूर्त्यात्मेति त्रिधा स्मृतः ।
क्षेत्रे तीर्थे च मूर्तौ च पूज्यो सात्वक्षयो हरिः ॥ ४८ ॥
क्षेत्रे यथा च पूज्योऽसौ तन्निबोध विचक्षणे ।
क्षेत्रस्थैर्भूसुरैर्देवि पूजितैः पूजितो विभुः ॥ ४९ ॥
तस्मात्क्षेत्रे प्रशस्तं स्यादन्नादि सुरपूजिते ।
तस्मात्सर्वप्रयत्नेन क्षेत्रस्थानर्चयेद्बुधः ॥
तैरर्चितैः क्षेत्रमूर्त्ति रर्चिता स्यान्न संशयः ॥
सुराणां पूजने तु कृते देवः प्रसीदति ॥

ક્ષેત્રરૂપે, તીર્થરૂપે એટલે ચંદ્રભાગારૂપે અને મૂર્તિરૂપે એવી રીતે શ્રીવિષ્ણુ અહીં ત્રણરૂપે રહેલા છે. તેથી એ ક્ષેત્રમાં વસનારા શ્રેષ્ઠ બ્રાહ્મણની પૂજા કરવાથી શ્રીવિષ્ણુ સંતોષાય છે. માટે ક્ષેત્રમાંના સર્વ બ્રાહ્મણોને અન્નદાન આપવું, એટલે ક્ષેત્રમૂર્તિ સંતોષ પામે છે.

जलमूर्त्तिजले पश्चादच्युतादि सुसेविताम् ।
षोडशैरुपचारैस्तु संपूज्य भक्तिमत्तरैः ॥ २८ ॥
एतादृशो हरिस्तत्र पुंडरीकस्य संमुखः ।

तिष्ठत्यद्यापि देवोशी पुरुषो भक्तहेतुना ॥ ५४ ॥
तादृशे तीर्थराजे तु भक्त्या पूज्यो हरिः स्वयम् ।
षोडशैरुपचारैस्तु तेन तुष्यति माधवः ॥ ५५ ॥

જલરૂપે રહેલા પરમાત્માના પૂજનનો નિર્ણય:—પુંડરીકના સમક્ષ ચંદ્રભાગામાં શ્રીવિઠ્ઠલનાથ ચંદ્રભાગારૂપે રહેલા છે, તેમ જ પ્રભુ સેવામાટે બીજા દેવો પણ અહીં આવી રહ્યા છે. માટે શ્રીપરમાત્મા વિઠ્ઠલની પુંડરીક સમક્ષ ચંદ્રભાગાના સ્થાનમાં સેવા કરવી. એનાથી જલમૂર્તિ પરમાત્માને સંતોષ થાય છે. શ્રીવિઠ્ઠલનાથની પૂજા કરી કે મૂર્તિનું પૂજન પોતાની મેળે જ થઇ જાય છે. એ પ્રમાણે જ ત્રણે મૂર્તિનું પૂજન જાણવું.

એ પ્રમાણે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાંનાં પ્રસિદ્ધ તીર્થો તથા દેવોનું વર્ણન થયું; પૂર્વે "यत्रत्रयं काशिका च गयाविष्णुप्रयागकम्" શ્રીક્ષેત્ર વિઠ્ઠલનાથમાં કાશી, ગયા તથા પ્રયાગ એ ત્રણે પવિત્ર તીર્થો વસેલાં છે, એમ કહેલું છે. તે પ્રમાણે જ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્ર અને વિષ્ણુપદ વિશે પણ કાંઇક યથામતિ વિચાર કરેલો છે. હવે આપણે પ્રયાગનું વિવેચન કરીશું.

# प्रयागमाहात्म्यम्.

अथ देवि प्रवक्ष्यामि वेण्या माहात्म्यमुत्तमम् ।
आसीत्कश्चित्पुरा विप्रो भास्करक्षेत्रतत्परः ॥ १ ॥

શંકર પાર્વતીને કહે છે,—"હે પાર્વતિ! હું તને ત્રિવેણીનું માહાત્મ્ય કહું છું, તે સાંભળ. પૂર્વે ભાસ્કર ક્ષેત્રમાં (જેને હાલ "કોરટિ" ના નામથી ઓળખવામાં આવે છે તે) નિષ્પાપ, સાત્વિક, દયાળુ અને જિતેન્દ્રિય એવો એક બ્રાહ્મણ હતો અને તે દરરોજ પ્રાતઃકાળમાં ઊઠી સૂર્યનું આરાધન કરવા માટે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આવેલા સૂર્ય તીર્થ પર આવતો હતો. કારણ કે, તેને પ્રયાગ તીર્થમાં સ્નાન કરવાની ઘણી જ ઇચ્છા હતી. તે પૂર્ણ થાય તથા સૂર્ય પણ પ્રસન્ન થઇ પ્રસાદ આપે એવા એ હેતુથી તે અહીં આવતો હતો. રોજ જવા આવવાના શ્રમથી બ્રાહ્મણ શરીરે ઘણો જ સુકાઇ ગયો અને તેથી તે અંતઃકરણમાં ખિન્ન થયો. એથી સૂર્યને દયા આવતાં તેણે પ્રકટ થઇને કહ્યું કે, "હે બ્રાહ્મણશ્રેષ્ઠ!! તારી આવી મોટી તપશ્ચર્યાથી હું ઘણો જ પ્રસન્ન થયો છું અને તેથી તું જ્યાં વસે છે, તે સ્થાનને જ હું પ્રયાગ ક્ષેત્ર કરું છું." સૂર્યનાં આવાં વચન સાંભળી બ્રાહ્મણને ઘણો જ આનંદ થયો અને તેથી તે સાષ્ટાંગ નમસ્કાર કરી

કહેવા લાગ્યો કે "હે દેવાધિદેવ ! આપ જ્યારે મારા સ્થાનને પ્રયાગ કરવાનું કહો છો, ત્યારે ત્યાંનું સર્વ માહાત્મ્ય પણ એ સ્થાનમાં આવે, એવી વ્યવસ્થા કરવાની પણ કૃપા કરો."

બ્રાહ્મણની આવી માગણીને જાણી સૂર્ય દેવ કહેવા લાગ્યા કે, "હે વિપ્રવર્ય ! પ્રયાગ ક્ષેત્રનું સર્વ માહાત્મ્ય તારા સ્થાનમાં આવશે અને એ સ્થાનની ઘણી જ ખ્યાતિ થશે. કલિનાં પાંચ હજાર વર્ષ વીત્યા પછી સર્વ તીર્થોનો લોપ થશે, પરંતુ તે કાળે પણ તારા એ સ્થાનનો મહિમા સામો વધારે અને વધારે જ વધશે."

इति तस्मै वरं दत्वा हरिरंतर्दधे तदा ।

तदर्थं निर्मितं तत्र प्रयागाख्यं यथा पुरा ॥ ८ ॥

એવી રીતે બ્રાહ્મણને વરદાન આપી સૂર્ય અંતર્ધ્યાન પામ્યા-લોપ થયા. બ્રાહ્મણો માટે સાક્ષાત્ શ્રીસૂર્ય નારાયણે પોતે જ એ કોર્ટિ તે પ્રયાગ ક્ષેત્ર કરેલું છે, અને તેથી પ્રયાગમાં જેવી રીતે ભાગીરથી તથા યમુના નદીનો સંગમ છે, તેવી જ રીતે અહીં પણ છે. એ સંગમમાં સ્નાન કરવાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. અહીં માઘમાસમાં સૂર્યોદય સમયે સ્નાન કરવાથી બ્રહ્મહત્યાદિ મહા દોષો પણ ટળી જાય છે અર્થાત્ માઘમાસમાં એ સ્થળે સ્નાન કરવાનું વધારે પુણ્ય છે, એમ કહેવાય છે. બ્રહ્મ દેવની રાત્રિ થતાં પૃથ્વી જલમય થઇ જશે અને તે સમયે જે વટપત્રપર શ્રીવિષ્ણુ શયન કરશે, તે બ્રહ્મ વિષ્ણુ શિવાત્મક વટવૃક્ષ શિવરૂપથી કોર્ટિમાં હાલ વિદ્યમાન છે તથા વિષ્ણુરૂપે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં પણ સમાન છે. એ પ્રયાગ ક્ષેત્રમાં એ વટવૃક્ષ સમક્ષ સ્નાન કરી સૂર્ય પર્વના સ્થાનમાં ગોદાન કરવું, તેમ જ તિલહોમ, સુવર્ણદાન તથા ભૂમિદાન ઇત્યાદિ દાનો પણ કરવાં. અહીં જે દાન કરીએ તેનું કોટિગણું વધારે ફળ મળે છે અને તેથી જ એ સ્થાનને "કોડિ" ના નામથી ઓળખાવામાં આવે છે. એ ભાસ્કર ક્ષેત્ર અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે, ત્રિવેણીમાં સ્નાન કરી અહીં શ્રીશેષશાયી વિષ્ણુ પણ રહેલા છે. એનાં દર્શન કરવાથી વૈકુંઠપદની પ્રાપ્તિ થાય છે. શંકર કહે છે કે, અહીં ત્રિવેણીમાં સ્નાન કરી મારાં દર્શન કરનારને હું કૈલાસપદ આપું છું. એ ક્ષેત્રમાં દશાશ્વમેધ તીર્થ છે. એ સ્થળે બ્રહ્મદેવે દશ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા અને હજી પણ એ સ્થાને જમીન ખોદતાં તેમાંથી રાખ ( રક્ષા ) નીકળી આવેછે. એવી રીતે અહીં બીજાં તીર્થો પણ છે. એ સ્થળે સ્નાન કરવાથી પણ મહા પુણ્ય થાય છે. ત્રિવેણીમાં સ્નાન કરી જે હરિહરનું પૂજન કરે છે, તે મહા પુણ્યવાન્ જીવ છે, એમ નિશ્ચયથી સમજવું. અહીં શ્રાદ્ધ અને તર્પણ આદિ કરવાથી સર્વ પિતરોનો ઉદ્ધાર થાય છે. ત્રિવેણી તીર્થના જળનો એક બિંદુ પણ

શરીરપર પડયો હોય, તો તેજ માત્ર મનુષ્યોનાં સર્વ પાપો હરવાને પૂર્ણ શક્તિવાન છે. એ ભાસ્કર તીર્થમાં માત્ર એક દિવસ પણ નિવાસ કરી ત્રિવેણીમાં સ્નાન કરી જે મનુષ્ય અન્નદાન કરે છે, તેને અપરિમિત ( માપી ન શકાય તેટલા ) પુણ્યની પ્રાપ્તિ થાય છે. જે મનુષ્યો આખો માઘસર સૂર્યોદય સમયે સ્નાન કરે છે, તે મનુષ્ય એવો તો પવિત્ર થાય છે કે, તેનાં દર્શનથી બીજા લોકોનો પણ ઉદ્ધાર થઇ જાય છે. એ વિશે શંકર પૂર્વની કથા કહે છે કે.-

आसीत्कश्चित्पुरा गौरि वैश्यस्तु धनिनां वरः ।
रत्नकेत्विति नामा च विष्णुभक्तिपरो महान् ॥ २० ॥

व्यवहारे महादक्षः सर्वदाधनलंपटः ।
न वेत्ति धनसंख्यांसस्तथाप्यर्जनतत्परः ॥ २१ ॥
सज्ञोदानं तपोमोहः स्वाध्यायः पितृतर्णणम् ॥
धनव्ययभयेनैव न कृतं तेन जन्मनि ॥ २२ ॥

મહાદેવ પાર્વતીને કહે છે;–હે પાર્વતી ! પૂર્વે રત્નકેતુ નામક એક વૈશ્ય હતો. તે મહા ધનવાન, વ્યવહારમાં ચતુર, સદૈવ પૈસા કમાવવામાં તત્પર અને ઘણો જ લોભી હતો. મારું ધન વખતે બધું ખર્ચાઇ જશે તો ? એવા ભયથી તેણે દાનધર્મ કોઇ કાળે પણ કર્યો નહિ, તેમ જ કોઇ પણ પ્રકારનું ધર્મકૃત્ય આચર્યું નહિ. એવી રીતે ઘણો કાળ ગયા પછી તે એક વેળાએ વ્યાપારમાટે દેશાટન કરવા નીકળ્યો અને પ્રારબ્ધયોગે એક અરણ્યમાં વ્યાઘ્રના મુખમાં સપડાતાં તે દૂર પ્રાણીનું ભક્ષણ થઇ ગયો. એમ અચાનક મરણશરણ થવાથી અને ધનમાં આશા રહી જવાથી તે રાક્ષસ થયો "અને મારું ધન આપો." એમ બોલતો જ્યાં ત્યાં વિચરવા લાગ્યો અને પશુ, પક્ષી, મનુષ્ય વગેરે જે કોઇ પંજામાં સપડાયો, તેનો નાશ કરવા લાગ્યો. એવામાં સુસંગાયા નામની એક સ્ત્રી દેવકન્યા ઇન્દ્રના શાપથી ભૂલોકમાં અવતરી હતી. તે પૂર્વ સંસ્કારના યોગે ભાસ્કર તીર્થમાં સ્નાન કરવામાટે ગઇ અને તેણે ત્યાં આખો માઘ માસ અખંડ સ્નાન કર્યું. એ પુણ્ય સામર્થ્યથી તેને પૂર્વવત્ દિવ્ય દેહની પ્રાપ્તિ થતાં તે વિમાનમાં બેસી આકાશ માર્ગે ઇન્દ્ર લોકમાં જવા ગમન કરતી હતી. ત્યાં ત્રિવેણીમાં સ્નાન કરતાં ભીંજાયલા વસ્ત્રોમાંથી જળનો એક બિંદુ રાક્ષસના મસ્તકપર પડ્યો. એના પુણ્યપ્રભાવથી તેના રાક્ષસદેહનો નાશ થયો અને પુનઃ દિવ્ય દેહ તેને પ્રાપ્ત થયો.

अयि देवि वरेत्वत्तो लब्धैयंरक्षाविच्युतिः ।
त्वदंच लसमुद्भूतो विंदुर्मे मस्तकेऽपतत् ॥ ३० ॥

तेन पुण्यप्रभावेन मयालब्धः सुदेहकः ।
तस्मात्कारणात् बिंदोर्वद मे करुणया शुभे ॥ ३१ ॥

રાક્ષસ કહેવા લાગ્યો "હે દેવિ ! તારા વસ્ત્રના પલ્લવમાંથી એક બિંદુ મારા માથાપર પડયો અને તેના સામર્થ્યથી મારો રાક્ષસ દેહ ટળી ગયો અને મને પાછો મારો દિવ્ય દેહ મળી ગયો. માટે મને કહે કે, તેં કયાં સ્નાન કર્યું હતું અને એ બિંદુ કયા સરોવર કે નદીના જળનું છે ! રાક્ષસનો, એ પ્રશ્ન સાંભળી તે દેવકન્યાએ ઉત્તર આપ્યો કે, " હે પાપી જન ! હું દેવકન્યા છું અને મને ઇન્દ્રે શાપ આપવાથી આ મૃત્યુ લોકમાં આવી હતી તે એ જલના યોગે શાપની નિવૃત્તિ થતાં પાછી દેવલોકમાં આ વિમાનમાં બેસીને જાઉં છું. દેવ કન્યાનો એ વૃત્તાંત સાંભળી રાક્ષસે પણ પોતાની કર્મકથાનો આરંભ કરતાં કહ્યુ કે, પૂર્વે હું વૈસ્ય હતો અને મારા પાસે અથાગ ધન છતાં પણ મેં ધર્મદાન કર્યાં નહી. કદાપિ પુરાણ કે ધર્મશાસ્ત્રનું પણ મેં શ્રવણ કરેલું નથી. હવે હું તારે શરણે આવ્યો છું, માટે મારો ઉદ્ધાર કરી મને પણ પોતાની સાથે જ લેતીજા, એમ કહીને તેણે તે દેવકન્યાના પગ ઘણા જ જોરથી પકડી રાખ્યા. દેવકન્યાને ઘણી જ દયા આવવાથી તેણે પોતાના પુણ્યમાંથી ભાસ્કર તીર્થના ત્રણ દિવસના સ્નાનનું પુણ્ય તે રાક્ષસને આપ્યું અને તેના પુણ્યસામર્થ્યથી રત્નકેતુનો ઉદ્ધાર થતાં તે દેવલોકમાં જવાને શક્તિમાન્ થયો. એટલામાટે માઘમાસમાં ભાસ્કર તીર્થમાં અવશ્ય ત્રિવેણીમાં સ્નાન કરવું. એથી મનુષ્ય સર્વ પાતકોથી મુક્ત થઈ અંતે વિષ્ણુ લોકને મેળવી શકે છે. જેને પ્રયાગની યાત્રા કરવાની અભિલાષા હોય, તેણે ભાસ્કર તીર્થમાં પગેથી ચાલીને જવું, વાહનપર બેસીને ન જવું, એટલે તેને પ્રયાગની યાત્રાનું ફળ મળે છે.

यात्रार्थी यः प्रयागं तु प्रयाति मनुजोधमः ।
यानैरश्वादिभिर्देवि नारी वा पुरुषोऽथवा ॥ २३ ॥
फलमाकर्ण्य यास्येशामोऽतः सादरतो भृशम् ।
तस्यापो नैव गृह्णंति पितरश्चापि देवताः ॥ २४ ॥
स्नानदानादिकं सर्वं जायते तस्य निष्फलम् ।
तथा निरयसंप्राप्तिर्भवत्येव न संशयः ॥ २५ ॥
मंदभाग्येस्तु मंदात्मा भास्करेन्दुप्रातिग्रही ॥
नरदेहं पुनर्नैति तिर्यक्त्वं च न मुच्यंति ॥ २६ ॥
दुष्टान्नं तत्र यो भुंक्ते विफलं पुण्यमार्जितम् ।
अतः संनियमी भूत्वा प्रयागं स्नातुमर्हति ॥ २७ ॥

જે મનુષ્યને પ્રયાગની યાત્રાએ જવાની ઇચ્છા હોય, તે સ્ત્રી હો કિંવા પુરુષ, તોપણ તેણે વાહનપર બેસીને ત્યાં ન જવું. કારણ કે, અશ્વાદિ વાહનપર બેસીને ત્યાં જવાથી તીર્થમાં કરેલા સ્નાન પૂજનઆદિ સર્વ નિષ્ફળ અને વ્યર્થ નીવડે છે. દેવતા તેના પૂજનને સ્વીકારતા નથી અને પિતરો તેના તર્પણ આદિને અંગીકારતા નથી. એ પ્રયાગ ક્ષેત્રમાં જે બ્રાહ્મણ અધમ દાનનું ગ્રહણ કરે છે, તેને પાછો મનુષ્ય જન્મ કોઇ કાળે પણ પ્રાપ્ત થતો નથી. અર્થાત્ તેને સદાને માટે પશુયોનીમાં જ રહેવું પડે છે. જે બ્રાહ્મણ અથવા બીજો કોઇ એ તીર્થમાં દુષ્ટ અન્નનું ભક્ષણ કરે છે, તેનાં એ તીર્થમાં કરેલાં પુણ્ય દાન સર્વે નિષ્ફળ જાય છે. માટે ઘણી જ સાવધાનતાથી તથા સંયમનથી એ પ્રયાગ તીર્થમાં સ્નાન આદિ પુણ્ય કર્મો આચરવાં.

# श्रीविठ्ठलनाथनी यात्राना काळनो निर्णय.

જેવી રીતે પ્રયાગ યાત્રાનો યોગ્ય સમય મકર સંક્રાંતિનો કહેલો છે, તેવી જ રીતે કાર્તિક સ્વામીનાં દર્શન માટે કાર્તિક શુદ્ધ પૂર્ણિમાનો દિવસ, કૃત્તિકા નક્ષત્ર અને શિવયોગ, એ સમય ઉત્તમ મનાયલો છે. પરંતુ શ્રીવિઠ્ઠલનાથની યાત્રામાં અમુક દિવસ કે સમયની આવશ્યકતા નથી. કારણ કે, " सर्वकालः सर्वकाल " એથી અહીંની યાત્રા માટે શુભ કિંવા અશુભ સર્વ દિવસો કલ્યાણકારક જ કહેલા છે. ગુરુ શુક્રનું બાલ્ય, વાર્ધક્ય, અસ્ત અને અધિકમાસ આદિનો શ્રીવિઠ્ઠલનાથની યાત્રામાં નિષેધ નથી. અર્થાત્ શ્રીવિઠ્ઠલનાથની યાત્રામાં સર્વ સમય યોગ્ય જ છે.

# श्रीविठ्ठलनाथ क्षेत्रमांनी त्रिस्थळी यात्रानो प्रकार.

જેને ત્રિસ્થળી યાત્રા કરવાની હોય, તેણે યાત્રાએ નીકળવાના દિને પોતાના ઘરમાં યાત્રાના અંગભૂત "ઘૃતશ્રાદ્ધ" કરવું અને શ્રાદ્ધમાં અવશિષ્ટ (બાકી) રહેલું ઘી હાથમાં રાખી (પાત્રમાં) આખા ગામને પ્રદક્ષિણા કરવી. ત્યાર પછી ગામની બહાર જઇ શ્રાદ્ધમાં બાકી રહેલા તે ઘીની સાથે ભોજન કરવું અને ત્યાં જ ત્રણ રાત્ર રહેવું. ત્યાંથી કામ, ક્રોધ અને અહંકારાદિ દોષોથી મુક્ત થઇ નિયમયુક્ત યાત્રાએ નીકળવું.

શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રની નૈર્ઋત્ય દિશામાં "પ્રયાગ ક્ષેત્ર" (જેને હમણાં કોટિના નામથી ઓળખવામાં આવે છે, તે) છે, ત્યાં જવું અને ત્યાં પ્રયાગમાં કરવા કહેલા સર્વ શુભ કર્મો કરવાં. જ્યાં ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ નદીઓનો સંગમ છે, તેનેજ "પ્રયાગ" કહે છે, અને "પ્રયાગ" તીર્થમાં સ્નાન કરવાથી આપનો આપણા પૂર્વજો સહિત ઉદ્ધાર થાય છે. અહીં શ્રાદ્ધ

કરવાથી પિતરોને મોક્ષ મળે છે. અહીં ત્રિવેણીની પૂજા કરવી, વાયનો આપવાં અને સુવર્ણ વેણી દાન કરવું. તેમ જ પોતાની શક્તિ પ્રમાણે ગોદાન, વસ્ત્ર દાન ઇત્યાદિ પણ કરવાં.

# संकल्प.

" देशकालौ संकीर्त्य मम समस्तपितृणां अमुकामुक गोत्राणां
वसुरुद्रादित्यस्वरूपाणां पुनरावृत्तिरहित ब्रह्मलोक निवास-
कामनया त्रिस्थलियात्रांगभूत घृतश्राद्धं सदैवं अर्घ्यपिंडसहितं करिष्ये "

એવો સંકલ્પ કરી ત્યાર પછી શ્રાદ્ધ કરવું. ત્યાં ત્રણ દિવસ અથવા તો એક દિવસ રહેવું. શ્રાદ્ધ કરીને જવાનો વિચાર હોય તો ભિન્ન પાક કરી પ્રભુને તે નૈવેદ્ય સમર્પણ કરી બ્રાહ્મણ સુવાસિનીસહિત ભોજન કરવું. પ્રયાગ ક્ષેત્રમાં વિધિની એવી રીતે સમાપ્તિ કરી ત્યાર પછી શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં યાત્રા નિમિત્તે પ્રયાણ કરવું.

કાશી ક્ષેત્ર કરતાં સોગણું વધારે ફળદાયક એવું જે ચંદ્રભાગા તીર્થ તેમાં કાશી ક્ષેત્રમાં કહેલો સર્વ કર્મ વિધિ કરવો. તીર્થ શ્રાદ્ધ કરવું તથા ક્ષેત્રની મૂર્તિની પૂજા કરી બ્રાહ્મણ ભોજન કરાવવું અને વ્રતનું ઉદ્યાપન કરવું. અહીં ભૈરવની પૂજા સહુથી પહેલાં કરવી.

# गयावर्जन.

शृणु देवि प्रवक्ष्यामि गयायात्रां विचक्षणम् ।
निष्कृतिः पित्र्यकृत्यानां ब्रह्मणा गीयते तु या ॥ १ ॥
यात्रात्रयं काशिका च गया विष्णु प्रयागकम् ॥

શંકર પાર્વતીને કહે છે, " હે પાર્વતિ! તને ગયા યાત્રાનો પ્રકાર કહું છું, તે સાંભળ. એ ગયા યાત્રાના યોગે મનુષ્ય પિતૃઋણમાંથી મુક્ત થાય છે. એ ક્ષેત્રની યાત્રા કરવાથી ત્રણે યાત્રાઓ સિદ્ધ થાય છે. શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્ર તે કાશી ક્ષેત્ર, વિષ્ણુપદ ( વેણુનાદ ) તે ગયાક્ષેત્ર અને ભાસ્કર ક્ષેત્ર કોટિ તે પ્રયાગ ક્ષેત્ર છે. જેને ગયાવર્જન કરવાનું હોય, તેણે શ્રીવિઠ્ઠલનાથને પ્રથમ નમસ્કાર કરીને ગયાવર્જનનો આરંભ કરવો. પ્રથમ ઘૃત શ્રાદ્ધ કરી ઘૃતથી ધાર ધરી ઘરમાંથી નીકળી ગામને પ્રદક્ષિણા કરવી અને ત્યાર પછી બીજા ગામમાં જઇ બાકી રહેલા ઘીસાથે અન્ન ભોજન કરવું

અને ત્યાર પછી પ્રતિગ્રહ ન લેવો. અહંકારાદિથી રહિત થઇ ઇન્દ્રિયોનું દમન કરી શુદ્ધ આંચરણથી રહેવું. તેમ જ ઘરમાંથી મૌની તથા હર્ષયુક્ત થઇને નીકળવું. ઘરમાંથી નીકળ્યા પછી માર્ગમાં ચાલતાં જેટલાં પગલાં ભરાયાં હશે, તેટલાં પગથિયાં પિતૃઓને સ્વર્ગમાં ચઢવામાટે તૈયાર થયાં છે, એમ સમજવું ગયાવર્જન કરનારને પગલે પગલે અશ્વમેધના પુણ્યની પ્રાપ્તિ થાય છે, એમ કહેલું છે. ભાદ્રપદ વદ્ય પક્ષ, અથવા તો માર્ગશીર્ષ કૃષ્ણ પક્ષમાં ગયાવર્જન કરવાથી વિશેષ ફળ મળે છે, એમ કહેલું છે. પિંડ દ્રવ્યમાં તલ, ઘી, મધ અને દહિ ઇત્યાદિકનું મિશ્રણ કરવું—તેમ જ પિંડમાં પાયસ ( દૂધ ) ચરુ, જવનો લોટ, ફલમૂલ અને તંદુલ ( ચોખા ) ઇત્યાદિમાંથી એક પદાર્થનું પિંડ કરેછે.

मुनिष्टमान्नप्रमाणेन वार्द्रामलकमात्रकम् ।
शमीपत्रप्रमाणेन यदि दद्याद्धरेः पदि ॥ ३० ॥
उद्धरेत्सप्तगोत्राणि कुलानि च शतत्रयम् ।
एवं विसृज्य सत्सर्वे देवान् साक्षिण आह्वयेत् ॥ ३१ ॥

પિંડ, લીલા આંબળા જેટલું અથવા શમીપત્ર જેવડું વિષ્ણુ પદમાં અર્પવું એનાથી સાતગોત્ર અને ત્રણસો કુળનો એક સાથે ઉદ્ધાર થઇ જાય છે.

સંન્યાસીએ પોતાના દંડથી વિષ્ણુ પદને સ્પર્શ કરવો, સંન્યાસીને પિંડદાન કરવાનું નથી કહ્યું, દંડ સ્પર્શ માત્રથી જ સંન્યાસી પોતાના પિતરોસહિત મુક્ત થાય છે. ગયાવર્જનનો સર્વ વિસ્તૃત પ્રકાર " શ્રીગયાવર્જન " નામક પુસ્તકમાં સારી રીતે વર્ણવેલો છે. માટે જેને ગયાવર્જનની પ્રબળ ઇચ્છા હોય, તેણે તે પુસ્તકમાનાં પ્રયોગો જાણીને ત્યારપછી વિધિપૂર્વક ગયાવર્જન કરવું. અહીં સ્થળ-સંકોચને લીધે વિસ્તારમય વિવેચન આપી નથી શકાયું.

## क्षेत्र प्रदक्षिणानुं माहात्म्य.

" यत्रत्रयं काशिका च गया त्रिष्णु प्रयागकम् "

શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં કાશી, ગયા અને પ્રયાગ એ ત્રણે ક્ષેત્રો વસેલાં છે. તે એવી રીતે કે, વિઠ્ઠલનાથ પોતે કાશી ક્ષેત્ર, વિષ્ણુ પદ તે ગયા અને કોટિ તે પ્રયાગ ક્ષેત્ર. એવા એ સર્વોત્કૃષ્ટ વિઠ્ઠલનાથ ક્ષેત્રની પ્રદક્ષિણા કરવાથી મનુષ્યનાં સર્વ પાતકો નષ્ટ થાય છે.

अविमुक्तमिमं क्षेत्रमपि ब्रह्मांडमध्यगम् ।
न भवेद्ब्रह्मगोले तु क्रोशार्द्धं विस्तृतायतम् ॥ ३६ ॥

क्रोशार्द्धं प्रमिता देवी काशीयं ज्ञानरूपिणी ॥
अस्याःप्रदक्षिणां कृत्वा नरः पापैः प्रमुच्यते ॥ २६ ॥

એ અડધા ગાઉના વિસ્તારવાળા શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રની ચારે તરફ જે પ્રદક્ષિણા કરે છે, તે મનુષ્ય સર્વ પાતકોથી મુક્ત થાય છે.

ब्रह्मचारी गृहस्थो वा वानप्रस्थश्च भिक्षुकः ।
यदीच्छेन्मोक्षमाख्यातां कुर्यादेव प्रदक्षिणाम् ॥ २९ ॥
बहुजन्मार्जितैः पापैर्मुच्यते क्षेत्रदक्षिणात् ।
दक्षिणे चोत्तरे चैव ह्ययनेसर्वदा मम ॥
क्रियते क्षेत्रदाक्षिण्यं भैरवस्य भयादपि ॥३० ॥
तस्मात्सर्वे प्रयत्नेन कुर्यात्क्षेत्र प्रदक्षिणाम् ।
प्रायश्चित्तं विना ते कथं मोक्षो भविष्यति ॥ ३१ ॥

બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી, વાનપ્રસ્થ કિંવા સંન્યાસી ગમે તે હોય, પણ એ પ્રદક્ષિણા સર્વેએ કરવી, એમ કહેલું છે અને એનાથી મોક્ષ આવશ્ય મળે છે, એમ પણ કહેલું છે. ક્ષેત્રમાં વસનારા જનોએ પણ દક્ષિણાયન તથા ઉત્તરાયણના સમયે બન્ને દિવસ ક્ષેત્રને પ્રદક્ષિણા કરવી, એટલે સર્વ પાપો નાશ થતાં સુખની પ્રાપ્તિ થશે. જે પ્રદક્ષિણા નથી કરતા તેમનું કોઈ પણ રીતે ક્ષેત્રપાલ ભૈરવ નુકશાન કરે છે, તેથી ગમે તેમ કરીને પણ પ્રયત્નપૂર્વક એ પ્રદક્ષિણા કરવીજ જોઇએ. બીજાં ક્ષેત્રમાં રહેતાં થયેલા પાપો પણ એ પ્રદક્ષિણા કરતી વળાએ નષ્ટ થઇ જાય છે અને ત્યાર પછી શ્રીવિઠ્ઠલનાથના દર્શનના યોગે મોક્ષ પણ પામી શકાય છે.

प्रदक्षिणाद्वयं कृत्वा दशजन्म कृतादघात् ।
मुक्तो भवति पापात्मा सद्यो मोक्षमवाप्नुयात् ॥ ३२ ॥
प्रदक्षिणात्रयं कृत्वा पापंजन्मशतार्जितम् ।
विलयं प्रापयति च नात्र कार्या विचारणा ॥३३ ॥

એ ક્ષેત્રને બે પ્રદક્ષિણા કરવાથી દશ જન્મોમાં કરેલાં પાતકો નષ્ટ થાય છે અને ત્રણવાર પ્રદક્ષિણા કરી હોય તો સો જન્મોમાં કરેલાં સમગ્ર પાપો સત્વર હણાય છે.

# श्रीविठ्ठलनाथ क्षेत्रनी प्रदक्षिणानो प्रारंभ.

પ્રથમ શ્રીરુક્મિણી તથા વિઠ્ઠલનાથનાં દર્શન કરી તત્કાળ ક્ષેત્રપાલ ભૈરવનાં દર્શન કરવાં. ત્યારપછી મલ્લિકાર્જુન મહાદેવ ' તથા હનુમાનના દર્શનનો લાભ લેવો. ત્યાંથી નીકળી કોટેશ્વર મહાદેવ અને શ્રીરામના મંદિરમાં રામલક્ષ્મણનાં દર્શન કરવાં, તેમ જ દત્તાત્રયનાં દર્શન કરી મંડપમાં વિરાજેલા હનુમાનના દર્શનથી નેત્રોને શાન્ત કરવાં. ત્યાંથી મંડપના દક્ષિણ દ્વારની નીચે આવી ગારાના મહાદેવનાં દર્શન કરી ચક્ષુને પવિત્ર કરવાં. ત્યાંથી ચાલી શ્રીદ્વારકાધીશની ઝાંખી કરી તે ઘાટેજ ( એને મહાદ્વાર ઘાટ કહે છે ) વાલુકા પ્રદેશમાં જઇ ત્યાં જે પાંડુરંગ વિઠ્ઠલનાથની જલમૂર્તિ છે, તેનાં દર્શન કરવાં તથા ચંદ્રભાગાને વંદન કરી શ્રીભકત પુંડરીકનાં દર્શનનો લાભ લેવો અને પુંડરીકને પ્રદક્ષિણાનાં ફેરા કરી વાલુકા પ્રદેશમાં આવેલી ભગવદ્ ભકતોની સમાધિઓને પ્રદક્ષિણા કરવી અને પછી એજ વાલુકા પ્રદેશમાં ચાલી ચંદ્રભાગાના ઘાટ પર થઇ ઉપર આવવું. ત્યારપછી ચંદ્રભાગાના ઘાટપર આવવું. ત્યારપછી ચંદ્રભાગાને નમસ્કાર કરી શ્રીદત્તાત્રય, સમીપના મહાદેવ ઇત્યાદિને વંદન કરી ત્યાંથી જ શ્રીવિષ્ણુ પદ અને ગોપાલ કૃષ્ણને શિર નમાવવું. તેમ જ મહાદેવ પાસેથી જ પ્રદક્ષિણાના માર્ગે વળવું, એટલે પરળી વૈજનાથ ( બેરીનો મહાદેવ ), કાળો હનુમાન, ભગવદ્ ભક્ત કૃષ્ણાજી બુવા ઇત્યાદિને નમસ્કાર કરી પંચાયતનના સ્થાને જવાની સુગમતા થાય છે. પંચાયતનમાં વિષ્ણુ પંચાયતના પ્રમુખ શ્રીવિષ્ણુ મુરલીધર અને ઇતર દેવોનાં દર્શન કરી આગળ વધવું. આગળ વધતાં ભક્તવર્ય ગુંડોજી બુવાનો મઠ આવે છે. તેનાં દર્શન કરી ભગવદ્ ભક્ત અનુદાસ બુવાના મઠની મુલાકાત પણ લેવી. ત્યાર પછી શ્રીપૈઠણનિવાસી મહાસાધુ એકનાથ મહારાજે સ્થાપન કરેલી શ્રીરુક્મિણી વિઠલનાથની મૂર્તિ તથા તેનાં વંશજોએ સ્થાપેલી એકનાથ સ્વામીની સમાધિનાં દર્શન કરવાં. તેમજ આગળ ચાલતાં માર્ગમાં રામલક્ષ્મણની પ્રતિમાના દર્શનનો લાભ લેવો અને ત્યાંથી હનુમન અને ઉદ્ધવનાં દર્શન કરી ઉદ્ધવ ઘાટથી જ નીચે વાલુકા પ્રદેશમાં ઉતરવું. ત્યાં ચંદ્રભાગામાં રહેલી વિઠ્ઠલનાથની મૂર્તિને નમસ્કાર કરી મહાદ્વાર ઘાટે આવવું, એટલે પ્રદક્ષિણા પૂરી થાય છે. એ પ્રદક્ષિણાને ક્ષેત્ર પ્રદક્ષિણાના નામથી ઓળખવામાં આવે છે.

# काशी अने गया ए बे क्षेत्रोनी प्रदक्षिणा.

પ્રથમ શ્રીવિઠ્ઠલનાથનાં દર્શન કરી ત્યાર પછી કાશી પ્રદક્ષિણામાં લખ્યા પ્રમાણે દેવોનાં દર્શન કરવાં; તેમજ વાલુકા પ્રદેશમાં વિષ્ણુ પદ તરફ જઇ વિષ્ણુ પદનાં પણ દર્શન કરવાં અને તેની સામે જ આવેલા નારદનાં પણ દર્શન કરવાં

ત્યાર પછી સીધા ટેકરીને રસ્તેથી ગોપાલ પુરમાં આવી સડક ઉપર આવેલ ગણપતિનાં દર્શન કરવાં અને ગોપાલકૃષ્ણના દેવાલયમાંના સર્વ દેવોનાં દર્શન કરી તેમને સંતુષ્ટ કરવા. પછી પુષ્પાવતીના સંગમને નમસ્કાર કરી અને તીર્થોદકને વંદન કરી પદ્મતીર્થપ્રતિ જવું અને ત્યાં શ્રીપદ્માવતી દેવીને દ્રવ્ય નાંખી શ્રીવ્યાસ નારાયણનાં દર્શન માટે પ્રયાણ કરવું. ત્યાંના દેવ શ્રીવ્યાસ નારાયણનાં દર્શન કરી તથા વચમાં મહાદેવ જગદંબીકા કે જેને હાલ તુલજાપુરની દેવીના નામથી ઓળખવામાં આવે છે, તે જગજ્જની શ્રીતુલજાપુર નિવાસિની દેવીનાં દર્શન કરવાં. ત્યારપછી જગન્માતા આદિશક્તિ વાલુકા પ્રદેશમાંથી જ મહાદ્વારસુધી આવવું, એટલે કાશી અને ગયા એ ઉભય ક્ષેત્રની પ્રદક્ષિણા સંપૂર્ણ થાય છે.

## काशी, गया अने प्रयाग ए त्रणे क्षेत्रोनी प्रदक्षिणा.

પ્રથમ શ્રીરુક્મિણી વિઠ્ઠલનાથને નમસ્કાર કરી કાશી અને ગયાની પ્રદક્ષિણામાં જણાવ્યા પ્રમાણે પ્રદક્ષિણાનો ક્રમ પૂરો કરી સર્વ દેવોનાં દર્શન કરતાં કરતાં પદ્મતીર્થમાં આવવું. ત્યાં પદ્માવતી દેવી અને ભાસ્કર ક્ષેત્ર (જેને હમણા કોટિં કહે છે, તે) માં જવું. ત્યાં ત્રિવેણી સંગમ, શેષશાયી તથા શ્રીશંકર ઇત્યાદિ સર્વ દેવોનાં દર્શન કરી (આ ક્ષેત્રમાંના દેવોનું વિવેચન પ્રયાગ ક્ષેત્ર પ્રકરણમાં કહેલું છે, તે ત્યાં જોઇ લેવું. આગલ માર્ગથી નીકળી વ્યાસતીર્થ તથા લખુબાનાં દર્શન કરવાં અને અંતે વાલુકા પ્રદેશને માર્ગેથી મહાદ્વાર સુધી આવવું એટલે કાશી, ગયા અને પ્રયાગ એ ત્રણે ક્ષેત્ર (ત્રિસ્થળી)ની પ્રદક્ષિણા સંપૂર્ણ થાય છે.

## पंच क्रोशी प्रदक्षिणा. ( पांच गाउनी प्रदक्षिणा )

पूर्वद्वारे स्थिता देवि ब्रह्मपत्नी वरानना ।
सिद्धेशो दक्षिणद्वारे पाश्चिमे भुवनसुंदरी ॥
दुर्गा तु उत्तरद्वारे महिषासुरमर्दिनी ।
द्वारानेतानि चत्वारि तथा द्वारस्थदेवताः ॥
प्रदाक्षिणीयाः प्रयत्नेन पूजनीयाः प्रयत्नतः ।
पितॄनुद्दिश्य यत्किंचित् दत्तं भवति चाक्षयम् ॥

શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રનાં ચાર દ્વાર કહેલાં છે. પૂર્વ દ્વારમાં સંધ્યાવલી દેવી વિરાજી રહેલી છે. દક્ષિણ દ્વારમાં સિદ્ધેશ્વર મહાદેવ શોભી રહ્યા છે, પશ્ચિમમાં

દ્વારમાં ભુવનેશ્વરી દેવીનું સ્થાન છે અને ઉત્તર દ્વારમાં દુર્ગા દેવીનું દેવાલય વિરાજમાન છે. જેને પાંચ ગાવની પ્રદક્ષિણા કરવાનો મનોભાવ હોય, તેણે પ્રથમ શ્રીવિઠ્ઠલનાથ નમસ્કાર કરી પાંચ ગાઉની પ્રદક્ષિણા કરવાનો સંકલ્પ કરી ક્ષેત્રપાળ ભૈરવને નમસ્કાર કરવા. ત્યાર પછી પૂર્વ દ્વારમાં જે સરસ્વતી દેવી છે. તેની પૂજા કરી તે દેવીથી આરંભી ( દેવીથી એટલે સંધ્યાવલી દેવીથી ) દક્ષિણ દ્વારસ્થ સિદ્ધેશ્વર મહાદેવ ( એ મહાદેવ માસનૂર નામક ગામમાં છે ) નીપ્રદક્ષિણા કરી પશ્ચિમ દ્વારમાં વસેલી દેવી ભુવનેશ્વરીનાં દર્શન કરવાં ત્યાર પછી ઉત્તર દ્વાર નિવાસિની દુર્ગા દેવીનાં દર્શન કરી અનુક્રમથી પુનઃ સંધ્યાવલી દેવી પાસે આવી પહોંચવું. એ પ્રદક્ષિણા કરતી વેળાએ માર્ગમાં જે જે દેવો આવે તે સઘળાનાં દર્શન કરવાં એટલે પંચક્રોશી પ્રદક્ષિણા પુરી થએલી કહેવાય છે. એ પ્રદક્ષિણા કરવાથી પૂર્વ જન્મમાં જે બ્રહ્મ હત્યાદિ પાપો કરેલાં હોય, તે તથા આ જન્મમાં થયેલાં અનેક પાતકો સર્વ નષ્ટ થાય છે અને મનુષ્ય પાપ મુક્ત થઇ બ્રહ્મ લોકમાં જાય છે.

એ ઉપર લખેલી ચાર પ્રકારની પ્રદક્ષિણાઓ પોતાના સામર્થ્ય પ્રમાણે કરવી અથવા પોતાના ન્યૂનાધિક ( ઓછા વધારે ) પાતકોનો વિચાર કરી તે પ્રમાણે કરવી. એટલે અવશ્ય કલ્યાણ થવાનો સંભવ છે.

अविमुक्तमिदं क्षेत्रमपि ब्रह्मांडमध्यगम् ।
न भवेद्ब्रह्मगोले तु क्रोशार्द्धे विस्तृतायतम् ॥ ३६ ॥

શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રની બરાબરીનું બીજું ક્ષેત્ર આ બ્રહ્માંડમાં નથી. માટે મુક્ત, મુમુક્ષુ અને વિષયી એ ત્રણે પ્રકારના લોકોએ એ ક્ષેત્રમાંના દેવો તથા દેવીઓની પ્રદક્ષિણા અવશ્ય કરવી અને તેમનાં દર્શનનો લાભ પણ અવશ્ય લેવો એથી ભક્તકામ કલ્પદ્રુમ શ્રીવિઠ્ઠલનાથને સંતોષ થવાથી તે યાત્રાળુના સર્વ મનોરથો. પૂર્ણ કરી અંતે પોતાનું ધામપણ અર્પણ કરેછે.— અર્થાત્ વિષ્ણુલોકમાં રાખે છે.

શ્રીવિઠ્ઠલનાથના એકનિષ્ઠ ભક્ત નામદેવ, તુકારામ, જ્ઞાનદેવ, ભાનુદાસ શ્રીએકનાથ તથા દામાજીપંત ઇત્યાદિ પુષ્કળ થઇ ગયા છે, અને શ્રીવિઠ્ઠલનાથને તેમને અનેક ચમત્કારો પણ બતાવેલા છે. એની કથાઓ " ભક્તિ વિજય " આદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. વર્તમાન કાળમાં જે એકનિષ્ઠ વિષ્ણુ ભક્ત પરમપવિત્ર કારિણી તુલસીમાળા પોતાના ગળામાં ધારણ કરે છે, તથા પ્રેમભાવથી સદૈવ વિષ્ણુનું નામસ્મરણ કરે છે, તેમજ નિયમથી શુકલ પક્ષની પ્રત્યેક એકાદશીને દિને શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં પધારે છે. તેમના મહત્વનો અહીં થોડોક વિચાર કરવાનો મનોભાવ છે. તેમાંથી પ્રથમ તુલસીમાલા ધારવા વિશેના પ્રમાણોઃ—

तुलसीकाष्टसंभूते माले कृष्णजनप्रिये ।
बिभर्मित्वामहं कंठे कुरुमां कृष्णवल्लभम् ॥ १ ॥
एवं संप्रार्थ्य विधिवन्मालां कृष्णगलेऽर्पिताम् ।
धारये द्यो नरो भक्त्या सगच्छेद्वैष्णवं पदम् ॥ २ ॥

હે વૈષ્ણવ જનોને પ્રિય એવી તુલસીમાલા ! હું તને મારા ગળામાં ધારણ કરું છું માટે મારાપર શ્રીકૃષ્ણ પ્રેમ કરે, એમ કરજે. " એ પ્રમાણે માળાની પ્રાર્થના કરીને ત્યાર પછી દેવ શ્રીવિષ્ણુના ગલામાં પહેરાવલી માળા જે મનુષ્ય ભક્તિભાવથી પોતાના ગળમાં ધારણ કરે છે, તે અવશ્ય વૈકુંઠ પદને પામે છે.

तुलसिकाष्ठमालाभि र्भूषितः कर्म आचरन् ।
पितृणां देवतानां च कृतं कोटिगुणं भवेत् ॥ २ ॥
यज्ञोपवीतवद्धार्या कंठे तुलसिमालिका ।
नाशौचं धारणे तस्या यतः सा ब्रह्मरूपिणी ॥ ७ ॥

તુલસી કાષ્ટની માલા ધારણ કરીને જે મનુષ્ય પુણ્ય કર્મો આચરે છે, તેને તે પુણ્ય કર્મોનો કોટિગણો બદલો મળેછે. તુલસી માલા યજ્ઞોપવીત ( જનોઇ ) પ્રમાણે હમેશ ધારણ કરી રાખવી. એના ધારણમાં અશુદ્ધતા બિલ્કુલ નથી. કારણકે, એ કેવલ બ્રહ્મરૂપ જ છે. એ પ્રમાણે તુલસીમાલા ધારણ કરવા વિશે " નારદ પંચ રાત્રાદિ " ગ્રંથોમાં ઘણા પ્રમાણો છે, પરંતુ ગ્રંથ વિસ્તારના ભયથી અહીં તે આપી શકાય તેમ નથી. માટે અહીં એનું વિવેચન સંક્ષેપમાંજસમાપ્ત કરેલું છે.

# नाममाहात्म्य.

સર્વ શાસ્ત્ર અને પુરાણોનો એવો સિદ્ધાન્ત છે કે કલિયુગમાં પાપીજનોના પાપોને નષ્ટ કરનારું કેવળ હરિનું નામજ છે.એ વિશે ભાગવતના બારમાં સ્કંધમાં કહેલું છે કે,—

कलेर्दोषनिधे राजन्न स्तिह्येको महान्गुण ।
कीर्त्तनादेव कृष्णस्य मुक्तसंगः परं व्रजेत् ॥ १ ॥

શુકાચાર્ય કહે છે કે,— " હે રાજન્ ! હે પરીક્ષિત ! સર્વ પ્રકારે દોષોના ભંડારરુપ જે કલિ, તેમાં એક એવો તો મહાન્ ગુણ રહેલો છે કે એ યુગમાં માત્ર ભગવાન્ નામના ઉચ્ચારથીજ મનુષ્ય સર્વ પાપોથીમુક્ત થઇ પ્રભુના નિર્વાણ પદને પામે છે.

कलिं सभाजयंत्यार्या गुणज्ञाः सारभागिनः ।

यत्रसंकीर्त्तनेनैव सर्वःस्वार्थोऽभिलभ्यते ॥ १ ॥

બુદ્ધિમાન્ મનુષ્યો કલિયુગને ઘણોજ શ્રેષ્ઠ માને છે. કારણકે એ યુગમાં માત્ર કૃષ્ણના નામોચ્ચારણથીજ ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે.

कृतेयद्ध्ययतो विष्णुं त्रेतायां यजतो मखैः ।

द्वापरे परिचर्यायां कलौतद्धरि कीर्त्तनात् ॥ १ ॥

સત્ય યુગમાં વિષ્ણુના ધ્યાન કરનારને, ત્રેતા યુગમા યજ્ઞ કરનારને તથા દ્વાપર યુગમાં પ્રભુના પૂજનથી જે પુણ્યની પ્રાપ્તિ થતી હતી, તે પુણ્યની પ્રાપ્તિ કલિયુગમાં માત્ર હરિના નામ સ્મરણથીજ થઇ શકે છે અને તેથી કલિયુગ સર્વ યુગોમાં શ્રેષ્ઠ છે.

हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ।

कलौ नास्त्येव नास्त्येव नास्त्येवगातिरन्यथा ॥ १ ॥

વિદુર કહે છે કે,—"હે રાજન! હરિનું નામ એજ મારૂં જીવન છે. કારણકે, કલિયુગમાં નામવિના બીજી ગતિજ નથી." જેવી રીતે કોઇને કાંઇ નિશ્ચયથી વાત કહેવી હોય, તે વખતે વાત કરનાર અમુક શબ્દનો ત્રણવાર ઉચ્ચાર કરે છે, તે પ્રમાણે આ શ્લોકમાં પણ "नामैव" "नास्त्येव"એ શબ્દો ત્રણ ત્રણવાર ઉચ્ચારાયલા છે. માટે તે વિશેષતાથી માન્ય થવા જોઇએ.

नाम्नोऽस्ति यावती शक्तिः पापनिर्हरणे हरेः ।

तावत्कर्तुं न शक्नोति पातकं पातकी जनः ॥ १ ॥

પાપ હરણ કરવામાં હરિના નામની જેટલી શક્તિ છે, તેટલા પાપો કરવાને પાપી લોકો સમર્થ પણ નથી. એટલામાટે કલિયુગમાં પાપ મુક્ત થવામાં નામ એ એકજ વસ્તુ સાધન રૂપ છે, એ વાર્તા સહજજ સિદ્ધ થઇ શકે છે. હવે નામ ઉચ્ચારવામાં અધિકારીને અવશ્યકતા છે અને અનધિકારીને તેનો અધિકાર નથી, એવી વિકલ્પતા નથી કિંતુ ગમે તેવા પાતકી, પાપી, નીચ અને દુષ્ટ કિંવા અનધિકારી જનને પણ એ નામ મોક્ષ ગતિ મેળવી આપે છે,પવિત્ર કરેછે.

स्तेनः सुरापो मित्रध्रुक् ब्रह्महा गुरुतल्पगः ।

स्त्रीराजपितृगोहंता येचपातकिनो परः ॥ १ ॥

सर्वेषामप्यघवता मिदमेव सुनिष्कृतम् ॥

नामव्याहरणं विष्णोर्यतस्तद्विषया मतिः ॥ २ ॥

સુવર્ણ આદિને ચોરનાર, અથવા તો મદ્યપાન આદિ કુકર્મો કરનાર, મિત્રદ્રોહી અને ટુંકામાં ગમેતેવો પાપી હોય, તો તે પણ નામ ઉચ્ચારવાથી તે પાપોથી તત્કાલ મુક્ત થાય છે. કારણ કે, તેના નામ ઉચ્ચારવાથી પ્રભુને એમ ભાસે છે કે, એ મારો પોતાનોજ છે અને તેથીજ પરમાત્મા તેને પવિત્ર કરે છે—પાપોથી મુક્ત કરે છે. નામસ્મરણ કર્તા મનુષ્ય નીચ જાતીનો હોય, છતાં પણ તે શ્રેષ્ઠ મનાય છે અને તેણે સર્વ પુણ્યો કર્યાં, એમ ગણાય છે.

अहोबतश्वपचोऽतो गरीयान् यज्जिव्हाग्रे वर्त्तते नाम तुभ्यम् ।
ते पुंस्तपस्ते जुहुवुः सस्नुरार्या ब्रह्मानुचुर्नाम गृण्हंति ये ते ॥ १ ॥

જેની જિવ્હાના અગ્રભાગમાં શ્રીનારાયણનું નામ વસેલું છે, તે મનુષ્ય જો ચાંડાલ હોય, તો પણ શ્રષ્ઠ છે કારણકે, નામોચ્ચારણ કરનારા મનુષ્યે તપ-તીર્થાદિ સ્નાનો હોમ અને વેદાધ્યયન ઇત્યાદિ સર્વ પુણ્ય કર્મો કરેલાં છે. એવી માનીનતા છે. તેથીજ તેનીચ છતાં પણ ઉત્તમ ગણાય છે. આ શ્લોક ભાગવતના ત્રીજા સ્કંધના તેંત્રીસમાં અધ્યાયનો છે. પ્રભુનું નામ ગમે તે રીતિથી ઉચ્ચારેલું હોય તો પણ તે તો કલ્યાણ કારકજ નીવડે છે.

सांकेत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेववा ।
वैकुंठनामग्रहण मशेषाघहरं विदुः ॥ १ ॥

સંકૃતથી, હાસ્યથી અથવા તો ગમે તે બીજી રીતે ઉચ્ચાર્યું હોય, છતાં પણ પરમાત્માનું નામ તો મનુષ્યને પાતકોથી મુક્તજ કરે છે—સંસારમાં સર્વ દુઃખોને હરેછે અને તેથી મનુષ્ય સહજમાં સંસારસાગરને તરે છે.

अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोक नाम यतु ।
संकीर्तितमघं पुंसो देहदेधो यथानलः ॥ १ ॥
यथागदं वीर्यतममुपयुक्तं यदृच्छया ॥
अजानतोऽप्यात्मगुणं कुर्यन्मंत्रोऽप्युदाहृतः ॥ २ ॥

જેવી રીતે જાણે કે અજાણે જો કાષ્ઠાદિકમાં અગ્નિને નાખિએ તો તે, અવસ્ય કાષ્ઠને બાળે છે, તેવા રીતે જ્ઞાનથી કિંવા અજ્ઞાનથી લેવાએલું હરિનું નામ સર્વ પાતકોને પ્રજાળે છે; જેવી રીતે ઉત્તમ ઔષધિ અજાણતાં પણ લીધી હોય, તો પણ તેથી રોગ હણાય છે, તેવીજ રીતે અજાણતાં પણ જપાયલું વિષ્ણુનું નામ સર્વ પાતકોને દૂર કરનારું થાય છે. એટલા માટે શ્રીવિઠ્ઠલનાથનું

નામસ્મરણ કરવું એ મોક્ષનો અત્યંત શ્રેષ્ઠ માર્ગ છે, એવો પુરાણાદિનો દૃઢ સિદ્ધાન્ત છે.

## भक्तिमाहात्म्य.

न तपोभिर्न वेदैश्च न ज्ञानेनापि कर्मणा ।
हरिर्हि साध्यते भक्त्या प्रमाणंतत्र गोपिकाः ॥
नृणां जन्मसहस्रेण भक्तौ प्रीतिर्हि जायते ।
कलौभक्तिकलौ भक्तिर्भक्त्या कृष्णः पुरास्थितः ॥

ભક્તિના યોગે જેવી સરલતાથી હરિની પ્રાપ્તિ થાય છે તેવી સરલતાથી તપશ્ચર્યા, વેદાધ્યયન, જ્ઞાન અને કર્મ ઇત્યાદિથી નથી થતી. અર્થાત્ હરિને પ્રાપ્ત કરવાનાં સાધનોમાં પ્રબલ અને મુખ્ય સાધન ભક્તિજ છે; એનું સબળ ઉદાહરણ ગોપીઓ છે. પરંતુ મનુષ્યની પ્રીતિ હજારો જન્મ થઇ ગયા પછીજ ભક્તિમાં જોડાય છે. તો પણ કલિયુગમાં તો અલ્પ ભક્તિ પ્રેમ પણ મોક્ષ તથા પ્રભુપ્રાપ્તિનું મુખ્ય સાધન મનાય છે. ભક્તિનો પ્રભાવ એવો તો અદ્વિતીય છે, કે તેથી સાક્ષાત શ્રીકૃષ્ણ પરમાત્મા આપણા સન્મુખ આવી ઉભા રહે છે,

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥ १ ॥
भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम् ।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् ॥ २ ॥

શ્રીકૃષ્ણ પરમાત્મા ઉદ્ધવને કહે છે કેઃ—હે ઉદ્ધવ ! ભક્તિમાં મને મેળવી આપવાની જેટલી શક્તિ છે, તેટલી અષ્ટાંગયોગ, સાંખ્ય, વેદાધ્યયન, ધર્મ, તપ અને દાન ઇત્યાદિ અન્ય સાધનોમાં નથીજ; હે ઉદ્ધવ ! શ્રદ્ધાવડે કરાયલી ભક્તિથીજ હું સર્વાન્તર્યામી છતાં સાધુ જનોને સુલભ્ય થઇ પડું છું મારી ભક્તિ ચાંડાલ આદિ નીચયોનિ જનોને પણ તેમના નીચ જાતિદોષથી મુક્ત કરી પવિત્ર કરે છે. જેવીરીતે જ્ઞાનયોગમાં શુદ્ધ અંતઃકરણવાળા તથા દૃઢ વૈરાગ્યવાન્ માણસોની અવશ્યકતા છે, તેવી ભક્તિયોગમાં નથી. કારણકે, ભક્તિયોગ જ્ઞાની અજ્ઞાની ઉભયને સમાન છે.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ १ ॥

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ॥
कौंतेया प्रतिजानीहि नमे भक्तः प्रणश्यति ॥ २ ॥

શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન્ તેમના પરમ ભક્ત અર્જુનને કહે છે કેઃ—" હે કુંતી પુત્ર અર્જુન ! કોઇ ભલે દુરાચારી પુરૂષ હોય, પણ બીજાને ન સેવતાં એકનિષ્ઠાથી કેવળ મારુંજ સેવન કરે છે, તે સાધુ છે. એમજ જાણવું, અને ઉત્તમ એક શ્રદ્ધા વાળો પણ એજછે. એમ પ્રમાણવું. અર્થાત્ ભક્તિયોગમાં શુધ્દ અંતઃકરણ વાળા મનુષ્યનીજ અપેક્ષા છે, એવો નિયમ નથી. તેથી પ્રભુ પોતે પોતાના ભક્ત વિષે પ્રતિજ્ઞા કરતાં કહે છે કેઃ—" હે અર્જુન મારો ભક્ત દુષ્ટ આચરણવાળો છતાં પણ ભક્તિયોગથી શીઘ્રજ ધાર્મિક વૃત્તિ વાળો થાય છે તથા નિરંતર શાંતિનો અનુભવ લીધા કરે છે. હું તને નિશ્ચયથી કહું છું કે, મારા ભક્તોનો કદાપિ નાશ થતો નથી." અસ્તુ એથી સરાંશ એ લેવાનો છે કે, માત્ર ભક્તિથીજ પ્રભુ વશ થાય છે. ભક્તિ સમાન આ કલિયુગમાં બીજું એક પણ મોક્ષનું સાધન નથી માટે સર્વજનોએ એકનિષ્ઠાથી પ્રભુની ભક્તિ કરવી. હવે અહીં ભક્તિ ઉત્પન્ન થવાનાં સાધનોનું વિવેચન કરવામાં આવશે.

यात्रा बलिविधानं च सर्ववार्षिकपर्वसु ।
वैदिकी तांत्रिकी दीक्षा मदीयव्रतधारणम् ॥ १ ॥
सर्व वार्षिक पर्वसु महाएकादस्यादि पर्वसु यात्रा पुण्य क्षेत्रेषु
गमनं बलिविधानं तत्रत्यस्य भगवतः पूजाकरणं वैंदिकी तांत्रिकी
दीक्षा तुलसीमालादि धारणरूपामदीयव्रतधारणं नामकीर्त्तनादि
मद्भक्तव्रत धारणम् ॥

પુણ્ય ક્ષેત્રની યાત્રાએ જવું અને ત્યાંના ક્ષેત્ર દેવોની પૂજા કરવી તેમજ તુલસીમાલા ધારણ કરવી. એકનિષ્ઠાથી નામકીર્તન કરવું, એથી પરમેશ્વરની ભક્તિની હૃદયમાં જાગૃતિ થાય છે અને ભક્તિ ઉદ્ભવી કે તેના યોગે પરમાત્મા વિઠ્ઠલનાથ સહજમાંજ મળી જાય છે.

હવે એનો જો સૂક્ષ્મ વિચાર કરવામાં આવશે તો સ્પષ્ટ જણાશે કે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્ર સમાન સાધનસંપન્ન બીજું કોઇ પણ ક્ષેત્ર નથી; કારણકે, જ્યાં પુંડરીકને આપેલા વરને વશ થઇ સાક્ષાત્ જગન્નિવાસ પ્રભુ શ્રીવિઠ્ઠલનાથ પોતાનો સદાનો નિવાસ કરી રહ્યા છે અને એ વિશે પૂર્વે ઘણું લખાઇ ગયું છે. ત્યાં

મોક્ષની પ્રાપ્તિ નહી થાય, તો બીજે કયાં થશે ? એવા એ પવિત્ર ક્ષેત્રમાં નિય-મથી પ્રવેશ કરી શ્રદ્ધાથી શ્રીવિઠ્ઠલનાથનાં દર્શન કરવાં તથા શ્રીવિઠ્ઠલનાથની સેવા માટે ત્યાં જે બીજા દેવો તથા તીર્થો રહેલાં છે તેમનાં પણ દર્શન પૂજન આદિનો લાભ લેવો તેમજ પૂર્વ શ્લોકમાં કહેલી તુલસીમાલા ધારણ આદિ દીક્ષા લેવી. એથી મહાસમર્થ ભગવાન્ શ્રીવિઠ્ઠલના એ પુણ્ય કર્મ કરતાંને પોતાનો પરમ પ્રિય ભકત જાણી આ લોકનાં સર્વ સુખો આપે છે અને અંતે અક્ષય સ્વર્ગ વિષ્ણુ લોકનો વાસી કરી સ્થાપે છે. અમારે અહીં એવું કાંઇ પણ વિશેષ વિવેચન કરવાની આવસ્યકતા નથી. કારણ કે, એ દેવના પૂર્વે તુકારામ, નરસિંહ મેહેતો આદિ જે મહાન્ ભકતો થઇ ગયા છે તેમનું પ્રમાણુજ બસ છે કેમકે. તેમણે બીજાં સાધનોનો આશ્રય લીધોજ ન હો તો, પણ ભક્તિમાંજ માત્ર લીન રહી અંતે મોક્ષપદને પામ્યા હતા. તેથીજ કહેલું છે કે, જેના નામસ્મરણ માત્રથી મનુષ્ય પ્રાણી સર્વ પાતકોથી મુકત થાય છે, તે શ્રીવિઠ્ઠલનાથની ભકિત અવસ્ય કરવીજ જોઇએ. તુકારામ તથા નરસિંહ મેહેતાની યોગ્યતા થવાનું કારણ મૂળ શ્રીવિષ્ણુ કૃષ્ણની ભકિતજ; બીજું નહિ. તેથી એ માર્ગેજ ચાલ-નારા એટલે પોતાના ગળામાં તુલસીની માલા ધારીને નિરંતર શ્રીવિઠ્ઠલનાથની નામસ્મૃતિ અને તેની એકનિષ્ટ ભકિતયુક્ત તેમજ શ્રીવિઠ્ઠલનાથની વારી કરનારા જે વારકરી લોકો તે મહા વિચારશીલ અને ધન્ય છે, એમ સત્ય કરી જાણવું. તેમનો એ માર્ગ ઘણોજ પ્રશંસનીય તથા પુણ્ય કારક છે. માટે સર્વ વિચારશીલ જનો એ માર્ગનું અવલંબન કરી જે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં જઇ વિઠ્ઠલનાથનાં દર્શનનો લાભ લેશે, તો ભકત શિરોમણી તુકારામ તથા નૃસિંહ મહેતા પ્રમાણે પરમાત્મા તેમને અહીંનાં તેમજ પરલોનાં સર્વ સુખો અવસ્ય દેશે તશા અંતે તે મનુષ્યો વિષ્ણુ લેકમાં સદાને માટે જઇ રહેશે. એટલા માટે સંસારના સહન ન થાય તેવા સંકટના સમુદ્રમાં નિમગ્ન થએલા સકલ મનુષ્યોએ ગમે તે પ્રયત્ને પણ જીવિત સાફલ્યના હેતુથી શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રની યાત્રા એકવાર તો અવસ્ય કરવી અને શ્રીવિઠ્ઠલનાથનાં પદપદ્મનાં દર્શન કરી અહીંની સર્વ પીડાને પરિહ-રવી એમ કરનારને ભકતકામ કલ્પદ્રુમ શ્રીવિઠ્ઠલનાથ કદાપિ છોડી નથી દેતા તે સર્વદા સાથેજ રહે છે.

આ ભૂમંડલમાંના સર્વ દેવો તથા તીર્થો શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં નિવાસ કરી રહેલા છે, માટે વિનાકારણ તે તે દેવોના સ્થાને ન જતાં અહીં આવી રતે દેવોની પૂજા તથા યાત્રાકૃતિ કરવી, એટલે ત્યાંની યાત્રા પૂર્ણ થાય છે અને તેથી તેટલુંજ ફળ પમાય છે. માટે વ્યર્થ શ્રમ વૃથા છે.

# श्रीविठ्ठलनाथ क्षेत्रनी यात्रानो-विचार.

શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં યાત્રાનિમિત્તે આ વેલા મનુષ્યે પ્રથમ ચંદ્રભાગા નદીને વંદન કરવુ.—

नमामि भीमे तव पादपंकजं सुरासुरैर्वंदितदिव्यरूपम् ।
भुक्तिं च मुक्तिं च ददाति नित्यं भावानुसारेण सदानराणाम् ॥

અને વંદન કરતા આ શ્લોક બોલવો,

ચંદ્રભાગા સ્નાનઃ—ચંદ્રભાગા નદીમાં સ્નાન કરવું તે પુંડરીકના સમક્ષ કરવું, કારણ કે, ત્યાં સ્નાનનું અધિક માહાત્મ્ય કહેલું છે. ( પુંડરીક તીર્થ-પાનું ૧૭ મું જોવું. ) તેમાં પણ બપોર સમયે અહીં કરેલા સ્નાનનું તો બહુજ માહાત્મ્ય મનાય છે. કારણકે, બપોરે અહીં બીજાં સર્વ તીર્થો સ્નાનમાટે આવે છે, (શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્ર વર્ણનમાં જોવું ) ત્યાર પછી નીચેનો સંકલ્પ કરી સ્નાન કરવાનો આરંભ કરવોઃ—અદ્યેત્યાદિ.

दंडकारण्यभूषणप्रदे सकलदेवतीर्थमंडिते काशीगयाप्रयागयुते
भूवैकुंठनिभे श्रीपौंडरीकक्षेत्रे दाक्षिणवाहिन्यां गंगाधरोद्भूतायां
दर्शनान्निखिलमहावृजिनकक्षज्वलजरूपायां निमज्जनादपवर्ग
दायिन्यां श्रीचन्द्रकलुष निरसनाल्लुब्धचन्द्रभागाभिधायां भागीरथी
शतगुणाधिकायां महान द्यां श्रीभीमरथ्यांपुंडरीकसंनिधौ मुक्तकेशी
तीर्थे कायिकवाचिक मानासिक सांसर्गिक ज्ञाताज्ञात सकलदोष
निरासार्थं चतुर्विध पुरुषार्थसिद्ध्यर्थं श्रीचन्द्रभागास्नानमहं करिष्ये ॥

સ્નાન સમયે દંપતી હોય તો તેમનાં વસ્ત્રોની પરસ્પર મંત્રથી ગાંઠ બંધાવવી ત્યાર પછી સ્નાન કરાવવું ( બ્રાહ્મણે, ) સ્નાનની સમાપ્તિ થતાં બ્રાહ્મણદ્વારા તે ગાંઠ છોડવી સ્રીપુરુષ બન્નેએ તે વસ્ત્રો બ્રાહ્મણને આપી દેવાં એનાથી સર્વ પીડાનો પરિહાર થાય છે. પુંડરીક તીર્થમાં ગોદાન કરવાનું પણ કહેલું છે. તેમજ અહીં મહિષી દાન ( ભેંસનું દાન ) સુવર્ણ દાન, ભૂમિદાન, કન્યા દાન, તિલ દાન, તિલધેનુ દાન, ગજ દાન ( હાથી દાન ) અને બીજા પદાર્થોનાં દાનો પણ પોતાની શકિત પ્રમાણે કરવાં. સ્રિયોપર સોભાગ્યવાયનનું દાન કરાવવું—શૂર્પ દાનો પણ કરાવવાં સોભાગ્યવાયન ને શૂર્પ દાન કરાવતી વેળાએ તે સ્રીના મુખે આ શ્લોક કહેવરાવવોઃ—

वंशपत्रमिदं पुण्यं सौभाग्यादिसमन्वितम् ।
सकंचुकि सतांबूलं सहिरण्यं ददाम्यहम् ॥

પુંડરીક સમક્ષ શ્રીવિઠ્ઠલનાથની તીર્થમૂર્તિની ચંદ્રભાગાના જળમાં ષોડશે। પચારવડે પૂજા કરવી. " जलमूर्तिं जले पश्चादच्युतादिसेविताम्. " શ્રીવિઠ્ઠલ ભગવાનના નિત્યોપચારો જોવા ક્ષેત્ર પ્રદક્ષિણા કરવી, શ્રીવિઠ્ઠલનાથની અલંકાર પૂજા તથા પંચામૃત પૂજા, જે તે ઋતુકાલને અનુસરીને કહેલા શ્રીવિઠ્ઠલનાથના ઉપચારો યથાશક્તિ કરવા. ક્ષેત્રમાંના સર્વ દેવોનું દર્શન તથા પૂજન કરવું અહીંના સર્વ તીર્થોમાં સ્નાન કરવું. તથા બ્રાહ્મણનું દાંપત્ય પૂજન કરવું. ક્ષેત્ર માંના સર્વ બ્રાહ્મણોને પકવાન્ન ભોજન કરાવવું. અને જો પોતામાં તેટલું સામર્થ્ય ન હોય, તો પોતાની શકિત પ્રમાણે બ્રાહ્મણને દાંપત્ય ભોજન કરાવવું (અર્થાત્ સુશીલ બ્રાહ્મણ અને તેની સ્ત્રીને જમાડવાં.) બ્રાહ્મણોને વસ્ત્રાદિકનું દાન દેવું અને જેતે સંતતિ નથતી હોય તેણે અહીં સુજ્ઞ બ્રાહ્મણને સુવર્ણના બનાવેલા બાલકનું દાન આપવું. " सौवर्णं बालकं दद्याद्दोलादिकसमन्वितम्. " બ્રાહ્મણોનાં લગ્ન કરાવવાં, વેદપારાયણો કરાવવી તેમજ જેને સંતાન ન હોય કિંવા થતાં ન હોય અથવા તો થતાં હોય પણ જીવતાં ન હોય તેમણે અહીં નારાયણ બલી અને નાગબલી આદિ પ્રયોગો કરાવવાં. એટલે એથી સંતતિને પ્રતિબંધ કારક પ્રેતોનો ઉપદ્રવ નષ્ટ થતાં સંતતિ ચિરાયુ થશે. અહીં સાર્ધાબ્દાદિ પ્રાયશ્ચિત્ત પણ કરવાં. તીર્થોપવાસ કરવો, જેમને પિતરોના ઉદ્ધારની ઇચ્છા હોય, તેમણે ગયાવર્જન કરવું તેમજ પિશાચની પીડાના પરિહાર માટે પણ ગયાવર્જનજ કરવું. એથી તે પિશાચને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય છે અને જેને પીડા હોયછે, તેની પીડા કપાઇ જાય છે. કાશી, ગયા, પ્રયાગ એ ત્રણે સ્થળની યાત્રા કરવી અને તે તે તીર્થોમાં કહેલાં મુંડન આદિ કર્મો આચરવાં તેમજ ત્યાં કુટુંબવત્સલ બ્રાહ્મણને ગૃહદાન, ક્ષેત્ર (ખેતરનું) દાન ઇત્યાદિ દાનો આપવાં. એ સર્વ કૃત્યો યથા શકિત કરવાથી સર્વસાક્ષિ અને સર્વજ્ઞ પરમાત્મા, ભક્ત કલ્પદ્રુમ અને દયાસિંધુ શ્રીવિઠ્ઠલનાથ સંતુષ્ટ થાય છે અને તેથી તે એ કર્મ કર્તા ને આ લોકમાં સુખનો પ્રસાદ આપી અંતે વિષ્ણુલોકના આસ્વાદને પણ ચખાડે છે.

एतत्ते कथितं देवि पुंडरीकोद्भवं शुभम् ।
पुण्यमाख्यानमायुष्यं सर्वपापप्रणाशनम् ॥ ३५ ॥
शृणोति श्रावयति वा पठेद्वा श्रद्धयान्वितः ।
ददामि तस्य कामांश्च देहांते मत्पुरे तथा ॥

किंपुनर्बहुनोक्तेन सर्वं प्राप्नोत्यसंशयम् ॥ ३६ ॥
अंबामुवाच यच्छूली पुरादशशतानन ।
तत्ते सर्वं समासेन कथितं हि मयानघ ॥ ३६ ॥
आख्यानं पुंडरीकस्य पुण्यमायुष्यवर्धनम् ।
विष्णोःप्रीतिकरं नृणां भुक्तिमुक्तिफलप्रदम् ॥ ३७ ॥
तदेतत्पुंडरीकोत्थं माहात्म्यं कथितं मया ।
यः पठेच्छृणुयान्नित्यं श्रद्धाभक्तिसमन्वितः ॥
बिंदुस्थानं समासाद्य पुंडरीकां तिकेऽथवा ।
तस्य श्रीविठ्ठलो नित्यं संतुष्टः स्यान्न संशयः ॥ ४१ ॥
गोपनीयं प्रयत्नेन सर्वेषां न प्रकाशयेत् ।
शांताय पूर्णभक्ताय दातव्यं तु विशेषतः ॥ ४२ ॥
भवतां प्रीतिदं ह्यं स्यावितं हियथामतिः ॥ ४३ ॥
क्षेत्रेषु तीर्थेष्वथ दैवतेषु भक्तेषु सर्वेष्विह वैगरिष्टम् ।
श्रीपौंडरीकं किल चंद्रभागाः श्रीविठ्ठलोऽहं मुनिपुंडरीकः ॥४४॥

શ્રીમહાદેવ પાર્વતીને કહે છે કેઃ—હે દેવિ ! શુભકારક તથા પુણ્યકારક એવું આ જે તને મેં પુંડરીકનું આખ્યાન કહ્યું તે આયુષ્યની વૃદ્ધિ કરનારૂં છે અને તેથી એમાં શ્રદ્ધા રાખી જે કોઇ એને સાંભળે છે, બીજાને સંભળાવે છે કિંવા પોતે વાંચે છે, તેના સર્વ મનોરથો હું પૂર્ણ કરું છું. અને દેહાંતે તેને મારા ધામમાં વિશ્રામનું સ્થાન દઉં છું.

શ્રીનારદ શ્રીશેષનાગને કહે છે કેઃ—" સર્પ રાજ ! પૂર્વે પાર્વતીને શંકરે જે પુંડરીક આખ્યાન કહ્યું હતું, તે આયુષ્યની વૃદ્ધિ કરનારૂં, વિષ્ણુની પ્રીતિ ઉત્પન્ન કરનારું, મનુષ્યને આ મૃતલોકમાં સુખ અને સ્વર્ગ લોકમાં શાંતિ આપનારું છે. એની ઉત્પત્તિ પુંડરીકના કારણથી થએલી છે અને એ માહાત્મ્ય મેં તને કહેલું છે. એ આખ્યાનનો કોઇ પુરુષ બિંદુ તીર્થ પાસે બેસી અથવા તો પુંડરીક સમક્ષ ભકિત અને શ્રદ્ધાથી પાઠ કરે, તો તેને અવસ્ય શ્રીવિઠ્ઠલનો કૃપા પ્રસાદ મળે. આ અત્યંત ઉત્કૃષ્ટ પુંડરીક આખ્યાનને ઘણાજ પ્રયત્નથી ગુપ્ત રાખવાનું કહેલું છે—બધા લોકોને એ શ્રવણ ન કરાવવું. માત્ર શાંત અને એકનિષ્ઠ ભક્ત જનનેજ એ માહાત્મ્ય યુક્ત આખ્યાન સંભળાવવાની આજ્ઞા છે. અન્યને નહિં.

મેં પણ આ પુંડરીક આખ્યાન આપને યથા મતિ સારાંશ રુપેજ કહેલુ છે આ પુંડરીક આખ્યાનનું પુસ્તક જેના ઘરમાં હશે, તેને ભૂત, પ્રેત, પિશાચભૂત આદિનો ઉપદ્રવ કદાપિ નહિ થશે, અને તેના ઘરમાં સદૈવને માટે સાક્ષાત લક્ષ્મી આવી વસશે. તેનાં સર્વ અનિષ્ટો પરિહાર થશે અને જે જે ઇચ્છાથી વિઠ્ઠલનાથની ભકિતથી પુંડરીક આખ્યાનનું પઠન કરાશે તે તે ઇચ્છાઓને શ્રીપરમાત્મા વિઠ્ઠલનાથ શીઘ્રજ પૂર્ણ કરશે. સર્વ ક્ષેત્રમાં પુંડરીક ક્ષેત્ર શ્રેષ્ઠ છે અને સર્વ તીર્થોમાં ચંદ્રભાગા નદી ઉત્કૃષ્ટ છે. સર્વ ભકતોમાં પુંડરીકની પદવી વધારે છે અને સર્વ દેવો કરતાં શ્રીવિઠ્ઠલનાથ શ્રેષ્ઠ છે, એમ સર્વજન વિચારે છે.

## “ श्रीपांडुरंगार्पणमस्तु शुभं भवतु ”

इति श्रीविठ्ठलनाथमाहात्म्यं

**संपूर्णम्.**

આ પુસ્તક શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રતિવાસી વિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારુરકરે પદ્મપુરાણ અને સ્કંદ પુરાણનાં અધારથી રચેલું છે.

॥ अनेन श्रीरुक्मिणीशो विठ्ठलः प्रसीदतु न्यूनंच पूरयतु ॥

---

## વિજ્ઞપ્તિ.

ધર્મતત્વોનો વિસ્તાર થાય અને બ્રાહ્મણોની ઉન્નતિથાય તેવા હેતુથી વેદશાસ્ત્રપાઠશાળાની સ્થાપના કરવામાં આવેલી છે તે અમારા પ્રયત્ન માટે તથા અમારા પોતા માટે પણ આપણા વૈષ્ણવ સંપ્રદાયના સ્તંભરૂપ ધર્મ ગુરૂઓના શામત છે, તે અહીં દાખલ કરેલા છે, તે વાંચીને આવાં ધાર્મિક કાર્યમાં યથા શકિત સહાયતા કરવાને વૈષ્ણવો ચૂકશે નહિજ.

# श्रीगोकुलेन्दुर्जयति

नक्कल




कृष्णः

॥ स्वस्ति श्रीमद्वेदव्यास विष्णु स्वामिमतानुवर्त्यखंड भूमंडलाचार्य्यवर्य्य श्री महाप्रभु श्रीमद्वल्लभाचार्य्य जगद्गुरु श्री गोपीनाथाचार्य्य जगद्गुरु गोस्वामिवर्य्य श्री विठ्ठलाचार्य्य प्रभुचरण श्री रघुनाथाचार्य्य वंशावतंस श्री मत्प्रभु गोविंदाचार्य्य तनुज श्री देवकीनंदनाचार्य्याणां स्वकीयेषु श्री हरिगुरुसेवा परायणान्तःकरणेषु वैष्णव श्री २ श्रीमद्वल्लभाचार्यगतानुयायिषु सपरिवारेषु निरूपिताः शुभाशिषः समुल्लसन्तु शमिह तत्रास्तु सदा श्री सेव्यः स्मर्तव्यश्च अपरंच आज्ञापत्रं.

આ પંઢરપુર ક્ષેત્રમાં વેદશાસ્ત્ર પારંગત એતન્માર્ગીય વિદ્વાન્ કુટુંબ વત્સલ અમારા પ્રિય વૈષ્ણવો વિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારુરકર છે એ માટે અહીં આવેલ શ્રી પંઢરીનાથના દર્શન વગેરે સારુ અમારા મતાનુયાયી ( વૈષ્ણવો ) એ ઉપર લખેલા વિઠ્ઠલ દાજી શાસ્ત્રી તથા તેમના પુત્રપૌત્ર વગેરેનો મીલાપ લઇને એમનો પોતપોતાની યથાશક્તિ પ્રમાણે સત્કાર કરવો એ અમારી આજ્ઞા છે અને જો કે આપણા પોતપોતાના ગોર હોયતો પણ ઉપર લખેલા શાસ્ત્રીજીનું સન્માન કરવું ને એમનો આશીર્વાદ લેવો એ અમારી આજ્ઞા છે. સંવત ૧૯૪૫ મહા વદ ૧૪ ગુરુવાર.

# ॥ श्रीनवनीतप्रियो जयति ॥

श्रीमदनमोहना विजयतेतराम् ॥




સ્વસ્તિ શ્રીમદ્ગોસ્વામી શ્રીમદ્વલ્લભજી સુત શ્રીજીવનાર્યની પોતાના હરિ તથા ગુરુની સેવામાં પરાયણ અંતઃકરણવાળા શ્રીવલ્લભાચાર્યના મતને માનનારા સર્વવૈષ્ણવ જનોને આશિર્વાદ પૂર્વક એ નિવેદના છે કે, આપણા માર્ગના અનુયાયી અને પરમ વિદ્વાન બ્રાહ્મણવર્ય શ્રીવિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારુરકર શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં વસે છે, તેમની સહાયતા માટે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં યાત્રા નિમિત આવનારા ભાવિ યાત્રાળુ વૈષ્ણવોએ તેમની તથા તેમના પુત્રપૌત્રાદિકની દ્રવ્ય અને વસ્ત્રાદિના પ્રદાનથી યથાશક્તિ સેવા કરવી અમારા સંપ્રદાયના સદ્ગૃહસ્થો અમારી આજ્ઞાનુ ઉલ્લંઘન નહિ કરે, એવી અમને દઢતમ આશા છે. વળી શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં ઉપયુકત શાસ્ત્રીજીએ એક વેદશાસ્ત્ર પાઠશાળા પણ સ્થાપિત કરેલી છે અને તે ચાલ્યા કરે છે અને તેના નિભાવ માટે પણ અવશ્ય દ્રવ્યાદિની સહાયતા કરવી, એવી અમારી ખાસ આજ્ઞા છે. એ પાઠશાળાની દ્રવ્યાદિથી સેવા કરનારને તેણે જાણે અમારી પોતાનીજ સેવા કરી હોય, એમ અમે માની શું. ઇતિ અલં વિસ્તરેણ.

લે. પોરબન્દર ઉપ નામક (સુદામપુરી) નિવાસી ગોસ્વામી શ્રીવલ્લભાત્મજ શ્રીજીવનાચાર્ય શર્મા.

તેમની આજ્ઞાથી લેખકર્તાઃ—

શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્ર,
સંવત્ ૧૯૫૬, પોષ
શુદ્ધ ૧૩ ત્રયોદશી.



પંચનદ (પંજાબ) દેશ નિવાસી
સારસ્વત વિદ્યાધર શર્મા શાસ્ત્રી.

## ॥ श्रीललितत्रिभंगिरायोजयति ॥

## ॥ श्रीलाडिलेश श्रीलालौजयति ॥

श्रीगोस्वामी
गोवर्धन लालजी
मुद्रिका.

સ્વસ્તિ શ્રીમદ્‌ગોસ્વામી શ્રીનરસિંહ લાલજી સુત શ્રીગોવર્ધનલાલજી શર્મા પોતાના પરમ વૈષ્ણવ અને હરિ તથા ગુરૂની સેવામાં પરાયણ અંતઃકરણ વાળા દેશના તેમજ વિદેશમાં વસનારા સર્વ વૈષ્ણવ ભકતોને પોતાના શુભ આશિર્વાદ સહિત નિવેદન કરે છે કે શ્રી વિઠ્ઠલનાથ ક્ષેત્ર નિવાસી વેદશાસ્ત્ર સંપન્ન શ્રીવિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારુરકરે શ્રીવિઠલનાથ ક્ષેત્રમાં વેદશાસ્ત્ર પાઠશાળા અને તેમાં શિક્ષણ લેનારા છાત્રો-વિદ્યાર્થિઓ માટે અન્નછત્ર બાંધવાનો વિચાર કરેલો છે. અને તે પ્રયત્ન પ્રશંસનીય છે. આવા એક મહાન્ ક્ષેત્રમાં માત્ર બ્રાહ્મણોના હિતમાટેજ આવું ઉત્તમ કાર્ય કરવાનો જે એ શાસ્ત્રીએ મનોરથ કરેલો છે. તેની સિદ્ધિ માટે દ્રવ્યની અપેક્ષા છે. માટે અમારા શિષ્ય વર્ગ તેમજ ધર્માભિમાની હિંદુગૃહસ્થોને અમારી એ ભલામણ છે કે, જે કોઇ પણ વૈષ્ણવ યાત્રા નિમિત્તે શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં જાય, તેણે એ કાર્યમાં સહાયતા આપવી અર્થાત્ યથાશકિત દ્રવ્યથી સન્માન કરવું. આ અત્યંત પુણ્યકારક કાર્ય છે. અને ઉકત શાસ્ત્રીજી શ્રીવિઠલનાથના પરમ ભકત અને વૈષ્ણુ તથા ઉત્તમ વિદ્વાન્ છે માટે એવા પૂજ્ય બ્રાહ્મણોને સત્કાર કરવો એ ધર્મપ્રિય જનોનું અત્યાવશ્યકીય કર્તવ્ય છે આવાં કાર્યોમાં સહાયતા કરવાની અમારી ખાસ આજ્ઞા છે. માટે યથા શકિત શ્રદ્ધા પૂર્વક પ્રત્યેક વૈષ્ણવ આ કાર્યમાં સહાયતા આપશેજ. મિતિ, આશ્વિન કૃષ્ણ પક્ષ ૭ બુધવાર. સંવત્ ૧૯૪૭. સ્થાનશ્રીવિઠ્ઠલનાથ.

# ॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

## श्रीदेवकीनंदनाचार्य्य

स्वति श्रीमद्वेदव्यास विष्णु स्वामिमतानुवर्त्यखंडभूमंडलाचार्य्यवर्य्य श्रीमहाप्रभु श्रीमद्वल्लभाचार्य्य जगद्गुरु गोपीनाथाचार्य्य जगद्गुरु गोस्वामिवर्य्य श्रीविठ्ठलाचार्य्य प्रभुचरण श्रीरघुनाथाचार्य्य वंशावतंस श्रीमत्प्रभु गोविन्दाचार्य्य तनुज श्रीमद्देवकीनन्दनाचार्य्याणाम् स्वकीयेषु श्रीमद्धरिगुरुसेवापरायणांन्तःकरणेषु सपरिवारेषु वैष्णवेषु शुभाशिर्वादानन्तरम् ॥

## સર્વ વૈષ્ણવોને વિજ્ઞપ્તિ.

આ શ્રીવિઠ્ઠલનાથ ક્ષેત્રમાં આપણા સંપ્રદાયમાં વિદ્વાન્ કુટુંબવત્સલ અને સુશીલ શ્રીવિઠ્ઠલ દાજી શાસ્ત્રી ધારુદકર રહે છે તે બ્રાહ્મણવર્ય ઘણાજ પ્રમાણિક છે એમનો ધર્મશાસ્ત્રના ગ્રંથો બનાવવાનો મનોભાવ છે. તેથી આપણુ સંપ્રદાયના અનુયાયિજનોને ઉચિત છે કે, એવા વિદ્વાન્ બ્રાહ્મણને એ વિષયમાં ઉત્તેજન આપવું અને માનસન્માન કરવું. તેમજ વિઠ્ઠલનાથમાં જેમનો પુરોહિત કે ગોર ન હોય, તો ઉપર્યુકત શ્રી વિઠ્ઠલદાજી શાસ્ત્રી ધારૂકરને પોતાના પુરોહિત માનવા અને ધર્મ કાર્યો તદ્દ્વારાજ કરવાં ઇતિ. મિતિ સંવત્ ૧૮૫૨ પોષ કૃષ્ણ પક્ષ ૧૨ દ્વાદશી રવિવાર.



## ॥ श्रीमथुरेशोजयति ॥




स्वस्ति श्रीजामनगरस्थ श्रीमद्गोस्वामिनी राधावहूजी शर्मणां श्रीमद्वल्लभमतानुयायिषु तुळशीमालाधारकेषु आज्ञापत्रम् ॥

આ પંઢરપુર ક્ષેત્રમાં વેદશાસ્ત્ર પારંગત એતન્માર્ગીય વિદ્વાન્ કુટુંભવત્સલ અમારા શિષ્ય વિઠ્ઠલ શાસ્ત્રી ધારુરકર છે એ માટે અહીં આવેલા પંઢરીનાથના દર્શન વગેરે સારૂ અમારા મતાનુયાયી વૈષ્ણવે ઉપર લખેલા વિઠ્ઠલ શાસ્ત્રી તથા તેમના પુત્રપૌત્ર વગેરેનો મેલાપ કરીને તેમનો પોતપોતાની યથા શકિત પ્રમાણે સત્કાર કરવો એ અમારી આજ્ઞા છે ને જો કે આપણા પોતપોતાના ગોર હોય તોં પણ ઊપર લખેલા શાસ્ત્રીજીનું સનમાન કરવું ને એમનો આશિર્વાદ લેવો એ અમારી આજ્ઞા છે. સંવત ૧૯૪૧ ચૈત્ર કૃષ્ણ ૧૧ ભૃગુવાસરે.



॥ श्री पांडुरंग प्रसन्न ॥

# वेदशास्त्र पाठशाळानी जाहेर खबर.



यं यं कामयते कामं तं तं वेदेन साधयेत् ॥
असाध्यं नास्ति यत् किंचित् ब्रह्मणोहि फलं महत् ॥ १ ॥
नमन्ये वेदपाठेन सदृशं पावनं भुवि ॥ वसंति देवतास्तत्र तीर्थानि
सरितस्तथा ॥ यस्मिन् देशे सुविमले त्रयीपाठः प्रजायते ॥ १ ॥

દરેક પ્રાણી માત્રને આપણે સુખી કરીએ, અને આપણને કદી દુઃખ થાય નહીં એમ લાગે છે પણ સુખ દુઃખોત્પત્તિના કારણનો કોઇ વિચાર કરતું નથી.

**सुखंच न विना धर्मात्** ॥ સુખ મળવાનું કારણ ધર્મ છે કારણ ધર્મા ચરણ વિના સુખ મળતું નથી અધર્મજ દુખનું કારણ હોવાથી અધર્માચરણ કીવાથી દુખ થાય છ ધર્મ અને અધર્મ વિશેનું જ્ઞાન વેદશાસ્ત્રાધીન છે. વેદનુ માહાત્મ્ય મ્હોટું છે. આપણી દરેક ઇચ્છા વેદના પાઠથી પરીપૂર્ણ થાય છે. વેદપાઠથી ન મળી શકે, એવી કોઇ પણ વસ્તુ નથી. જ્યા વેદનો પાઠ-થાય છે ત્યાં સર્વ દેવ અને તીર્થો વાસ કરે છે, તેતો આપણા પ્રાચીન સ્વધ-ર્માભિમાની મહાન ક્ષત્રીય રાજ્ય મંડળોએ બ્રહ્મણોને ગુરુ તરીકે માની વેદ રક્ષણ માટે ઘણોજ શ્રમ લીધો હતો. હાલમાં રાજ્ય તરફનો અશ્રય ન મળ હોવાથી વેદ શાસ્ત્રોનું પઠનપાઠન ધીમે ધામે લોપ થવા માંડયું છે, તેથી નવીન વિદ્વાન બહુજ થોડા થાય છે, કદાચ વેદશાસ્ત્રનો અભ્યાસ કરવો, એવું કોઇને મન થતાં તેને શીખવનારની સગવડ મુજબ શીખવું પડે છે. આથી ટુંક મુદતમાં જે જ્ઞાન સંપાદન કરી શકાય છે તે મેળવવા માટે લાંબો સમય લાગે છે. આથી વિદ્યાર્થી પણ કંટાળીને વેદશાસ્ત્રનો અભ્યાસ છોડી દઇ બીજા ઉદ્યોગમાં વળગી જાય છે. પણ ગુરુજીને પણ બીજો રસ્તો નથી કેમકે આશ્રય ન હોવાથી સંસારની સર્વ જંજાળો મુક્ત થવા પછી સમય બાકી રહે તેટલોજ વખત વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં વાપરવો પડે છે. આમ જો ઘણો સમય વહી જશે તો વૃદ્ધ વિદ્વાનોની ખોટ પડતાં ઘણીજ અડચણ ખમવી પડવાનો સંભવ રહે છે. આ ક્ષેત્રમાં હાલમાં કંઇક એવી સ્થિતિ જણાય છે કારણ કે એને ઋગ્વેદ, બે હિરણ્યકેશી, ત્રણ કણ્વ, ચાર માધ્યંદિની એ વેદની શાખાઓમાં પૂર્ણ જ્ઞાન ધરાવનારા ચાર બ્રાહ્મણોને પગાર બાંધીને નીમણુક કરીને વેદની

ચાર શાળાઓ સ્થાપન કરવામાં આવી છે. જ્યોતિષાદિશાસ્ત્ર શીખવવાની શાળાની શરુઆત ટુંક સમયમાં કરવામાં આવનાર છે હાલમાં ચારે વેદોની શાળાઓમાં આશરે પચાસ બાળકો અભ્યાસ કરે છે. પરગામથી આવેલા અને ભિક્ષા માગી અભ્યાસ કરનારા બાળકોને શાળામાં ભોજન આપવાની પણ જવીજ કરવામાં આવે છે, આ કામ નાણાનું છે પણ તેને રાજ્ય તરફનો આશ્રય ન હોવાથી હંમેશ સુધી ચાલુ રાખવા માટે નગરવાસીઓ તેમજ પરદેશથી યાત્રાએ આવનારા, સદસદ્વિવેકસંપન્ન, સ્વધર્માભિમાની શ્રીમંત, અધિકારી ઇનામદાર, જાગીરદાર અને શેઠ સાહુકાર, વેપારી વગેરે જેઓ યથાશક્તિ મદત કરશે તેમને મોટું પુન્ય થશે, કેમકે સર્વ દાનોમાં અન્નદાન અને વિદ્યાદાન શ્રેષ્ટ છે, અને તેમાં સર્વ વિદ્યાઓમાં વેદવિદ્યાનું માહાત્મ્ય અધિક છે. બીજે સ્થળે અન્નદાન કરવા કરતાં આ ક્ષેત્રમાં અન્નદાન કરવામાં વધુ પુન્ય છે. કારણ કે વેદશાસ્ત્ર શાળામાં જે મદદ કરશે તેને જેનું દ્રવ્ય તેનેજ પુન્ય, એ નિયમાનુસાર વેદશાળામાં અભ્યાસ કરનારા પચાસ વિદ્યાર્થીઓનું વેદાભ્યાસથી થનારૂં પુન્ય આશ્રયદાતાનેજ મળે એ સ્વભાવિક છે. આથી સ્વધર્માભિમાની ગ્રહસ્થોએ પોતપોતાની શક્તિ મુજબ આશ્રય આપી આ ખાતું ચલાવવું. એ તેમનું કર્તવ્ય કર્મ છે. જે માટે મારે સૂચના કરવાની કંઇ જરુર નથીકે આશ્રય આપનારાઓનાં નામો અત્રેના વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવશે શાળાના નાણાનો હીસાબ જેની મરજીમાં આવે તેણે તપાસી જોવો શકે મીતી શકે.

વેદશાસ્ત્રપાઠશાળાના વ્યવસ્થાપક.

લક્ષ્મણ વિઠ્ઠલ શાસ્ત્રી ધારૂરકર.



## ॥ अथ श्रीपांडुरंगाष्टकप्रारंभः ॥

श्रीरुक्मिणीप्रियमहं रविसोमनेत्रं भीमाप्रतीरनिलयं करुणासमुद्रम् ॥ वंदे भवार्तशरणं सुरवंदितांघ्रिं दामोदरं दरविनाशकरं नतानाम् ॥ १ ॥ त्रिदशकुलशरण्यं पीतकौशेयभाजं सजलघननिभांगं गीयमानं च वेदैः ॥ नतदुरितमहीध्रध्वंसिपादारविंदं जितविधुसुषमास्यं विठ्ठलं नौम्यजस्त्रम् ॥ २ ॥ विलोक्य भवसागरे विविधदुःखकीलालके ह्यनन्यशरणान् जडभ्रमयुतान् निमज्जजनान् ॥ नमाम्यवितुमागतं जलजलोचनं तारकं तरण्युडुपपं हि दासजन-सेवितं विठ्ठलं ॥ ३ ॥ सुवर्णमुकुटोज्ज्वलन्मणिमरीचिभी राजितं स्फुरन्मकरकुंडलं रुचिरकौस्तुभोद्भासितम् ॥ नतार्तिहरणोद्यतं कमलवासिनीवल्लभं दयोदधिमहं नमामि वनमालिनं विठ्ठलम् ॥४॥ वेणुनादरसिकं सुरनायकं पुंडरीकवरदं भज विठ्ठलम् ॥ पौंडरीकनगरं त्रिदिवाधिकं योकरोद्धि शरणागतवत्सलः ॥ ५ ॥ जीवान् जडान् भ-वदवानलतप्तकायान् दुष्कर्मसंघनिरतान्सुखवांछया च ॥ दीनान्हि दुःखशतविव्हलचे-तसश्च त्रातुं समागतमिमं भज पांडुरंगम् ॥६॥ आनंदमंदिरमहं जगदेकनाथं भक्त-त्रिपतापनुदमद्भूतचारुलीलम् ॥ वंदारुरक्षणपरं प्रभुपांडुरंगं वंदे रमेक्षणचको-रनिशेश्वरं वै ॥ ७ ॥ शशांकसरसीरुहद्युतिजयिष्णुवक्त्रद्युतिं लसत्कनकनूपरं मदनसुंदरं माधवं ॥ विहंगपतिवाहनं भुजगशायिनं पावनं नमाम्यमरनायकं प्रणतवत्सलं विठ्ठलम् ॥ ८ ॥ श्यामसुंदरदेहस्य विठ्ठलस्य महौजसः ॥ यः पठेत् स्तोत्रमेतद्वै स लभेद्वांछितं फलम् ॥ ९ ॥ इति श्रीघारूरकरेत्युपनामकेन दाजीसूनुना विठ्ठलेन विरचितं श्रीपांडुरंगाष्टकं संपूर्णमस्तु ॥

## ॥ अथ श्रीपांडुरंगद्वितीयाष्टकप्रारंभः ॥

श्रीपांडुरंगः प्रसन्नोस्तु ॥ क्ष्यांभोनिधिं नीलजीमूतदीप्तिं कटिन्यस्तपाणिं सुवर्णाभ-चेलम् ॥ महेंद्रादिदेवासुरव्रातसेव्यं भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ १ ॥ पदो-द्भुतगंगांभसांहोनतानामशेषं विहंतुं समन्यस्तपादम् ॥ श्रमो वा न भूयादतोऽत्रि-प्रणामे भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ २ ॥ स्ववासोस्ति वै मध्यलोके सुसेव्ये प्रदात्ताद्वरात् पुंडरीकाय चेत्थम् ॥ बुधाशंसनार्थं कराजुष्टमध्यं भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ ३ ॥ पदांभोरुहासेविनामिष्टकामप्रदं तारकं त्विष्टिकान्यस्त-पादम् ॥ शरण्यं जगत्पालकं वेदगेयं भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ ४ ॥ भवांभोनिधिं दर्शनाद्यस्य तीर्त्वा विधूतांहसो यांति मुक्तिं त्वलभ्याम् ॥ अजं तं चिदानंदमूर्तिं त्रिसत्यं भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ ५ ॥ कृतांतोप्र-

दंडाद्दरोमज्जनानां न भूयादतः किं दरायुक्तहस्तः ॥ दयासिंधुमीषात्स्मितापांडुवक्त्रं भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ ६ ॥ विदा ह्यान् मनुष्यान् प्रणामाद्धि लाति बुधैर्विठ्ठलः कीर्त्यतेऽतो मुरारिः ॥ अनंताभिधं पौंडरीकालयं तं भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ ७ ॥ स्वभक्तेष्टकल्पद्रुमंदेवदेवं प्रसन्नाननं कंजनेत्रं प्रशान्तम् ॥ प्रसन्नार्तिनाश मुनींद्रप्रगीतं भजे रुक्मिणीशं प्रभुं पांडुरंगम् ॥ ८ ॥ स्तवं श्रीपांडुरंगस्य यः पठेत् श्रद्धयान्वितः ॥ धनधान्यमृद्धः स्यात् पुत्रपौत्रसमन्वितः ॥ ॥ ९ ॥ इहलोके सुखं भुक्त्वा चांते मुक्तिमवाप्नुयात् इतिश्रीधारूरकेरत्युदनामकेन दाजीसूनुनाश्रीपांडुरंगपादाब्जकिंकरेण विठ्ठलेन विरचितं श्रीपांडुरंगाष्टकं संपुर्णम् ॥

## ॥ अथ श्रीरुक्मिण्यष्टकप्रारंभः ॥

॥ श्रीरुक्मिण्यैनमः ॥ पूर्णेंदुवक्त्रां नतकामदोग्ध्रीं हिरण्यवर्णा श्रुतिगीतकीर्तिम् ॥ आसेचनांगीं सुरवृंदसेव्यां श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ १ ॥ निवासभूमिर्मम पुंडरीकं विचिंत्य चेत्थं हरिणा हि साकम् ॥ उवाच पद्मा वरपौंडरीके श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ २ ॥ ब्रह्मादिदवाश्च यदाश्रयेण सृष्ट्यादि कुर्वंति महेश्वरीं वै ॥ उत्पत्तिरक्षाप्रलयप्रकर्त्रीं श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ ३ ॥ यस्याः कटाक्षस्तु नरेषु येषु मान्या गुणाढयाः शुचयो भवंति ॥ ते सज्जनाः शीलवतां वरिष्ठाः श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ ४ ॥ कटाक्षभाजः शिबिकाधिरूढाः कटाक्षहीनाश्च वहंति दीनाः ॥ कांक्षंति देवायदपांगलेशं श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ ५ ॥ इयं सरिन्मे जनकस्य नाम्ना भ्रातुः प्रसिद्धातइमांसारिद्वियः ॥ श्रेष्ठां प्रकर्तुं च तटे वसंतीं श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ ६ ॥ यत्पादसंवनतोसेभंते चतुर्विधार्थान् मनुजाः सुखेन ॥ दीनार्तिहंत्रीं भजतांशरण्यां श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ ७ ॥ बद्धांजलीनां च सुरेश्वराणां मध्ये स्थितां कांचनरत्नपीठे ॥ भक्तेष्टदात्रीं करुणार्द्रचित्तां श्रीरुक्मिणीं तां शरणं प्रपद्ये ॥ ८ ॥ स्तवं श्रीरुक्मिणीदेव्याः पठेद्य श्रद्धयान्वितः ॥ ९ ॥ धनधान्यसमृद्धः स्यात्पुत्रपौत्रसमान्वितः ॥ सर्वपापविनिर्मुक्तो जीवेच्च शरदः शतम् ॥ १० ॥ इति श्रीधारूरकरेत्युपनामकेन दीजासूनुना श्रीरुक्मिणीपादाब्जकिंकरेण विठ्ठलेन विराचितं श्रीरूक्मिण्यष्टक संपूर्णम् ॥ शुभंभवंतु ॥

॥ श्रीरुक्मिणीपांडुरंगार्पणमस्तु शुभंभवतु ॥

॥ श्रीरस्तु ॥

॥ श्रीः ॥

श्रीरुक्मिणीपांडुरंगार्पणमस्तु.

॥ शुभंभवतु ॥

Printed by V. V. Pathak at JagadishwarPrinting Press
Girgaon Giwadi house No 2 Bombay.

Published by Ramchandra Vithal Shastri Dharurker
at Pandharpur.